ગુજરાતી પાંચમું, છઠ્ઠું ધોરણ અને ઇંગ્રેજી,

શીખનાર, શીખવનાર સારૂ

લખનાર

# જાદવજી માવજી ગાંધી.

ભાવનગર તાલુકા સ્કુલમાસ્તર

---


છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર

ભાઇશંકર લક્ષ્મીરામ રાજગોર.

અમદાવાદ—આર્યોદય પ્રેસ.

સને ૧૮૮૯. સંવત ૧૯૪૬


---



કિમ્મત રૂ ૦-૩-૦

# વ્યાકરણનો વધારો.

ગૂજરાતી પાંચમું, છઠું ધોરણ અને ઇંગ્રેજી,
શીખનાર, શીખવનાર સારૂ

લખનાર
**જાદવજી માવજી ગાંધી.**
ભાવનગર તાલુકા સ્કુલમાસ્તર

છપાવી પ્રસિદ્ધ કરનાર
બુકસેલર
**ભાઇશંકર લક્ષ્મીરામ રાજગોર.**
અમદાવાદ—આર્યોદય પ્રેસ.
સને ૧૮૮૯. સંવત ૧૯૪૬



કિમ્મત રૂ ૦–૩–૦

# અર્પણપત્રિકા

દેશ હિતેચ્છુ વિદ્યાગુરૂ રાવસાહેબ.

મહિપતરામ રૂપરામ નીલકંઠ.

સી. આઇ. ઇ.

ગૂજરાત ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ

સાહેબ.

આપની પાસેથી મેળવેલા જ્ઞાનનુંજ આ ફળ છે તે કારણથી તથા આપની પાસે હું જ્યારે કોલેજમાં ભણતોહતો, તે વખત થોડી મુદત તાવના દરદથી હેરાન થયેલો તે મંદવાડની સ્થિતિમાં અમારી સ્કોલરોની માયાળું ધર્મમાતા મરહુમ પાર્વતી કુંવરે મારી ઘણી બરદાશ ક-રેલી, તે સ્મરણ રહેવા આ લઘુ પ્રયત્ન આ-પની સેવામાં મૂકું છું, કૃપા કરી તે સ્વીકારશો.

લી. આભારી શિષ્ય જાદવજી માવજી

ગાંધીના પ્રણામ.

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

બાળ વ્યાકરણથી આરંભીને હોપકૃત, નર્મવ્યાકરણ. ટેલર કૃત લઘુ-ગુરૂ, રા. સા. હરગોવન કૃત અને રાવ સાહેબ મહીપતરામ કૃત, વ્યાકણ પર્યંત આજદિન સુધીમાં ગુજરાતી ભાષામાં વ્યાકરણ નામથી સાત આઠ ગ્રંથ બહાર પડ્યા છે. તેમાંથી સરકારી ગુજરાતી નિશાળોમાં હોપકૃત વ્યાકરણ ચાલે છે. એ પુસ્તકની રચના તથા સરળતા બાળ ને માટે અતિ ઉપયોગી છે, પણ તે પાંચમા, છઠ્ઠા ણના વિદ્યાર્થીઓને જોઇતું જ્ઞાન આપવાને બસ નથી. પું જ્ઞાન આપવા સારૂ ટેલર કે હરગોવન કૃત વ્યાકરનો શિક્ષક આધાર લે તો હોપ વ્યાકરણ ને તે વ્યાકરણની રચનામાં ભિન્નતા હોવાથી થયેલું જ્ઞાન સંશયકારક થઇ શીખનાર શીખવનાર મુશ્કેલીમાં પડે છે. વિશેષ જ્ઞાન આપવું એ વાત ઘણી જરૂરની છે અને તે જરૂરીઆત પાર પાડવાને વ્યાકરણ ગ્રંથ બે વિભાગમાં વહેંચાઈ જવાની મને પૂરી જરૂર જણાય છે (૧) ચોથા ધોરણના વિદ્યાર્થીને માટે અને (૨) પાંચમા તથા છઠ્ઠા ધોરણના વિદ્યાર્થીને માટે, પણ વ્યાકરણના તે બે ભાગ લાલશંકર કૃત ગણિતના ભાગ પ્રમાણે થવા જોઇએ એટલે બીજો તે પહેલાનો વધારો હોય પણ તેમાં પહેલામાં જણાવેલી કોઇ બાબત ફરી જવી ન જોઇએ. આ ઢપથી વ્યાકરણ બનાવી જરૂરીઆત પૂરી પાડવી એ કામ ભાષાના પૂર્ણ અનુભવી વિદ્વાનનું છે કારણ કે વ્યાકરણ એ ભાષા શાસ્ત્રનું નિયમિત સ્પષ્ટીકરણ છે, અને રચના નિયમનું સ્થુલ બંધારણ છે. એ શબ્દ શાસ્ત્રનું સૂક્ષ્માવલોકન પરિણામ છે, અને કેળવાએલી બુદ્ધિનો ગાઢ પરિપાક છે, તથા એ ભાષાના પ્રતિ અંગનું પૃથક્કરણ છે, અને તેના મૃદુતા, સુંદરતા, સુઘડતા,

આદિ સ્વરૂપો સંગ્રહી રાખવાનું તથા જાણી લેવાનું એકજ સ્થાન છે. આવું ગહન કાર્ય પરિપૂર્ણ રીતે પાર ઉતારવું એ વિદ્વજ્જનોનીજ હદમાં હોય. જ્યાં સૂધી કોઈ મહાન વિદ્વાન તરફથી એ ખોટ પૂરી ન પડે ત્યાં સૂધી શિક્ષકોને કામ આવે એવી આશાથી આ એક નોટ જે કે મેં કેળવણી આપવાની મારી ફરજ અદા કરતાં વિશેષજ્ઞાન આપવા છઠ્ઠા ધોરણના વિદ્યાર્થીઓને ઉતરાવેલી તે મારા બંધુઓની સેવામાં મૂકું છું, અને તેને હાલ વ્યાકરણના વધારા તરીકે ઓળખાવવા ઇચ્છું છું.

ગ્રાહક વર્ગ એકઠો કરતાં ગ્રંથ કર્ત્તાને વખતે ખુશામતને આશરે જવું પડેછે, તેવી ખુશામતનો પ્રથમથી મને કંટાળો હોવાથી આ પુસ્તકને પ્રસિદ્ધિમાં લાવવા પહેલી આવૃતિનો હક બુકસેલરને આપી દઇ તેના વિચાર પ્રમાણે શબ્દવિચાર નિરૂપાયે આ નોટમાંથી ખેંચી લેવો પડયો છે.

એતો સહજ સમજાશે કે આ ગ્રંથ તદન મારો પોતાનો નવીન નથી. જે જે મને કાંઇ ઠીક લાગ્યું તે તે મેં ઉપર જણાવેલ વ્યાકરણમાંથી ગ્રહણ કર્યું છે. વાક્ય વિચાર લખતાં સ્વર્ગવાસી રા. સા. નવલરામ ભાઇના સને ૧૮૭૭ ના શાળાપત્રમાં પ્રસિદ્ધ કરેલ વાક્ય વિચારની નોટથી અને રાવસાહેબ મહીપતરામની લખેલી એક નોટ વાંચવાથી મહા સહાય મને મળી છે તેને વાસ્તે તેઓ સાહેબનો હું પૂર્ણ આભારી છું.

પોતાનો ખાનગી અભ્યાસ કરવાનો અમુલ્ય વખત રોકી આ નોટ લક્ષ પૂર્વક વાંચી કેટલીક જરૂરની સૂચના કરી તે ખાતે ભાવનગર હાઇસ્કૂલના સેકન્ડ આસિસ્ટંટ માસ્તર મહાસુખરામ નરસિંહદાસ બી૦એ૦(શાહ માસ્તર)નો પણ આભારી થયોછું.

લખનાર.

# અક્ષર વિચાર.

**૧ માણસો પોતાના વિચાર જે વડે બીજાને જણાવે છે, તે ભાષા કહેવાયછે.** (ભાષ્=બોલવું+આ=નારી જા. પ્ર.)=**બોલી.**

૨ ભાષા લખવાની રીતને વર્ણમાળા કે લિપિ કહેછે. ગૂજરાતીમાં લખાયેલાં પુસ્તકોમાં બે લિપિ વપરાયછે. (૧) **બાળબોધ.** અને (૨) **ગૂજરાતી.**

શાસ્ત્રી, દેવનાગરી કે સંસ્કૃત એ બાળબોધના પર્યાય શબ્દ છે.

**૩ વિદ્વાનો ભાષાના નિયમ ખોળી કાઢી એકઠા કરી અનુક્રમે ગોઠવે છે તે વ્યાકરણ કહેવાયછે.**

વ્યાકરણથી ભાષા શુદ્ધ અને સુંદર રીતે બોલાય છે. અને લખાય છે.

ભાષા ખરાબ થતી વ્યાકરણથી અટકે છે.

પારકી ભાષા શીખવામાં વ્યાકરણ બહુ કામ લાગેછે.

**૪ ટુંકામાં ટુંકા ઉચ્ચારોને તથા તે લખી બતાવવાની નિશાનીઓને અક્ષર કહે છે.** (અશ્=વ્યાપવું+અર)=વ્યાપક—ભાષામાં સર્વ ઠેકાણે ફેલાઈ રહ્યા છે તે.

વર્ણ એ અક્ષરનો પર્યાય શબ્દ છે.

કોઈ કોઈ વૈયાકરણીઓ બોલેલાને અક્ષર અને લખેલાને વર્ણ કહેછે.

**૫ અક્ષરથી શબ્દ થાય છે. શબ્દથી વાકય બને છે, અને માપવાળાં વાકય પદ્યમાં ગણાય છે.**

એ ચારવાનાં ભાષામાં આવે છે માટે—

**વ્યાકરણના ચાર ભાગ પાડ્યા છે. (૧) અક્ષ-**

વિચાર, (૨) શબ્દ વિચાર, (૩) વાક્ય વિચાર અને (૪) કવિતા વિચાર,

કવિતા એ પદ્યનો પર્યાય શબ્દ ગણાય છે.

કવિતા વિચારને માટે પિંગળનું જુદું પુસ્તક છે.

૬ **અક્ષર** કયા કયા પ્રકારના કેટ કેટલા છે, તેનો કયા કયા સ્થાનમાંથી ઉચ્ચાર થાય છે, અને કેવી રીતે લખાય છે. એ વગેરેનું વર્ણન જે પ્રકરણમાં આવેલું હોય છે, તેને અક્ષર વિચાર કહે છે.

૭ જે મૂળ અક્ષર એટલે જેનો બીજા સાથે સંયોગ થયો નથી તે મૂળાક્ષર.

૮ સ્વર અને વ્યંજન એવા મૂળાક્ષરના બે ભેદ છે.

૯ બીજા અક્ષરના આશ્રયવિના જેનો ઉચ્ચાર થઇ શકે તેને સ્વર કહે છે. (સ્વર એટલે અવાજ, સાદ અથવા રાગ.)

૧૦ ગૂજરાતીમાં તેર સ્વર વપરાય છે.

અ આ ઇ ઈ ઉ ઊ ઋ એ ઐ ઓ ઔ અં અઃ

**अ आ इ ई उ ऊ ऋ ए ऐ ओ औ अं अः**

ૠ લૃ ૡ એ ત્રણ સ્વર ગૂજરાતીમાં વપરાતા નથી. સંસ્કૃતમાં વપરાય છે.

હોપ વ્યાકરણમાં સ્વર બાર ગણ્યા છે. તેનું કારણ એકે સાધારણ લોકો ઋ ને બદલે રૂ વાપરે છે.

૧૧ અ, ઈ, ઉ, ઋ, એ સ્વર હ્રસ્વ એટલે બોલવામાં ટુંકા છે. એને **મૂળ સ્વર** પણ કહે છે.

૧૨ એ મૂળ સ્વરો બેવડાયાથી બીજા ચાર દીર્ઘસ્વર થાય છે. અ+અ=આ. ઇ+ઇ=ઈ. ઉ+ઉ=ઊ. ઋ+ઋ=ૠ.

મૂળ સ્વરોને બોલતાં જેટલો વખત જોઇએ તેના કરતાં દીર્ઘ સ્વરોને બોલતાં બમણો વખત જોઇએ છીએ,

માટે કવિતામાં હ્રસ્વ સ્વરની એક માત્રા અને દીર્ઘ સ્વરની બે માત્રા ગણાય છે.

૧૩ અ+ઇ=એ. અ+ઉ=ઓ. અ+એ=ઐ. અ+ઓ=ઔ. એ ચાર સંધિ સ્વર ગણાય છે. એ પણ દીર્ઘ છે.

૧૪ એ અને ઔના બે ઉચ્ચાર થાય છે. એક લાંબો ને બીજો પોહોળો.

છઠ્ઠી વિભક્તિનો ફેરી, ફેરો, મોર (પક્ષી), ગોળ (આકાર), ચોરી (ખાતર પાડવું) છેક (સાવ અથવા બધું). એ શબ્દો બોલવામાં લાંબો ઉચ્ચાર થાય છે. અને ફેરી (ફેળ), મોર (આંબાનો), ગોળ (ખાવાનો), ચોરી (પરણતી વખત બંધાય છે તે), છેક (ભૂંસ) એનો પોહોળો ઉચ્ચાર થાય છે. પણ લખવામાં જુદી જુદી નિશાનીઓ બધા વાપરતા નથી. કેટલાક પહોળા ઉચ્ચારને માટે એક માત્રા ˘ આવી કરેછે.

### ૧૫ અક્ષરને માથે મીડું તે અનુસ્વાર.

અનુસ્વારનો ઉચ્ચાર ઘણું કરીને બે જાતનો થાયછે. કંઠ, બંધ, અંક. એવા શબ્દમાં થાય છે. તે એક જાતનો, અને દાંત, માં, ચાંદો, એ શબ્દોમાં થાય છે, તે બીજી જાતનો. પહેલાને સંસ્કૃત અનુસ્વાર અને બીજાને મોળો પડી ગયેલો અનુસ્વાર કહીએ. માંસ, સિંહ વંશ એવા શબ્દમાં ઉપરના બંને કરતાં જૂદો ઉચ્ચાર થાયછે. *

### ૧૬ અક્ષર આગળ જે બે મીંડાં તે વિસર્ગ.

(વિ+સૃજ્+અ)=મોઢાના વાયુના જોરેકરીને અક્ષરને ફેંકવોતે

૧૭ જે અક્ષર સ્વર વિના સ્પષ્ટ બોલી શકાતા નથી તેને વ્યંજન કહે છે.

ક્ ખ્ ગ્ ઘ્ ઙ્ ચ્ છ્ જ્ ઝ્ ઞ્ ટ્ ઠ્ ડ્ ઢ્ ણ્ ત્ થ્

* અનુસ્વાર સંધિ જુઓ;

क् ख् ग् घ् ङ् च् छ् ज् झ् ञ् ट् ठ् ड् ढ् ण्
ક્ ખ્ ન્ પ્ ક્ બ્ ભ્ મ્ ય્ ર્ લ્ વ્ શ્ ષ્ સ્ હ્ ળ્.
त् थ् द् ध् न् प् फ् ब् भ् म् य् र् ल् व् श् ष्
स् ह् ळ्

ઉપરના વર્ણમાં નીચે કાપા જેવું ચિન્હ વ્યંજનનું છે તે તેમાં સ્વર નથી એમ બતાવે છે. જ્યારે સ્વર મળે ત્યારે ચિન્હ જતું રહે છે. ને ઉચ્ચાર સ્પષ્ટ થાય છે.

૧૮ ઉપર લખેલા વ્યંજનોનાં પાંચ પાંચ અક્ષરનાં જોડકાં છે. તે દરેક જોડકાંને વર્ગ કહે છે.
ઉદાહરણ—ક ખ ગ ઘ ઙ-નેકવર્ગકહેછે.ચ છ જ ઝ ઞનેચવર્ગકહેછે.
ટ ઠ ડ ઢ ણને ટ " ત થ દ ધ ન નેતવર્ગ
પ ફ બ ભ મને પ " એ પ્રમાણે ક થી મ
સુધીના પાંચ વર્ગ છે.

૧૯ ય ર લ વ એ જુદા જુદા સ્વરમાંથી પેદા થાયછે. અને બીજા વ્યંજનની પેઠે પાછા એમાં સ્વર મળેછે, માટેતેનેઅર્ધસ્વર; અને વર્ણ સ્થાનને વચલે ભાગે તેમનો ઉચ્ચાર થાય છે, માટે તેને અંતસ્થ કહેવાય છે. (અંતસ્=મધ્ય+સ્થ=રહેનાર)

૨૦ શ ષ સ એનો ઉચ્ચાર સર્પના સુસવાટા જેવો થાય છે માટે તેને ઉષ્મા અક્ષર કહેવાય છે. (ઉષ્=તપવું અથવા જોસમાં આવવું.)

હ. એ મહાપ્રાણ છે.

ળ. એ અક્ષર સંસ્કૃતમાં નથી ગુજરાતીમાં વપરાય છે. વેદની ભાષામાં તે અક્ષર છે.

૨૧ અક્ષરો મુખના જે ભાગમાંથી બોલાય છે. તે પ્રમાણે તેનાં સ્થાન ઠરાવ્યાં છે.

૧ અ, આ, ક, ખ, ગ, ઘ, ઙ, હ, એટલા અક્ષ-

રો ગળામાંથી બોલાય છે. અને ગળાનો પર્યાય શબ્દ કંઠ છે, માટે તેને કંઠસ્થાની અક્ષર કહે છે.

૨ ઇ, ઈ, ચ, છ, જ, ઝ, ઞ, ય, શ, આ અક્ષરો બોલવા માટે જીભને તાળવે અડાડવી પડે છે, માટે તેને તાળુસ્થાની કહે છે.

૩ ઋ, ટ, ઠ, ડ, ઢ, ણ, ર, ષ, ળ, એ અક્ષરો જીભનું ટેરવું ઉપલા દાંતના અવાળુ સાથે અડાડવાથી બોલાય છે, (અવાળુ એ મોનો ઉર્ધ્વ (ઉંચો) ભાગ છે), માટે મૂર્ધસ્થાની કહેવાય છે.

૪ ત, થ, દ, ધ, ન, લ, સ, આ અક્ષરો બોલતાં જીભનું ટેરવું ઉપલા દાંતને અડે છે, માટે તેને દંતસ્થાની કહે છે.

૫ ઉ, ઊ, પ, ફ, બ ભ, મ, આ અક્ષરો બોલતાં બે હોઠ ભેગા કરવા પડે છે, (હોઠનું સંસ્કૃતમાં ઓષ્ઠ નામ છે) માટે તેને ઓષ્ઠસ્થાની કહે છે.

એ, ઐ, કંઠતાલવ્ય; ઓ, ઔ. કંઠોષ્ઠ. ને વ દંતોષ્ઠ

ઙ, ઞ, ણ, ન, મ, એ વર્ણો જે જે સ્થાનમાં લખ્યા છે. ત્યાં થઇ તેઓનો ઉચ્ચાર નાક વાટેથી નીકળે છે માટે તેને અનુનાસિક કહે છે.

૨૨ **કેટલાક અક્ષરનો** ઉચ્ચાર છાતીપર દાબ રાખી બોલાય છે, તેને ઘોષાક્ષર કહે છે. ઘોષ નામ અવાજનું છે. છાતીપર દાબ રાખ્યા વિના બોલાયછે તે અઘોષાક્ષર

ક, ખ, ચ, છ, ટ, ઠ, ત, થ, પ, ફ, શ, ષ, સ, એ તેર અક્ષરો અઘોષ છે. ને બાકી ઘોષ છે. સ્વર પણ ઘોષ છે.

**૨૩ સ્વર જ્યારે વ્યંજનમાં મળે છે ત્યારે મૂળરૂપે ન રહેતાં તેનો આકાર બદલાઇ નીચે પ્રમાણે થાયછે.**

| સ્વર, | ચિન્હ. | ઉદાહરણ. | બોલાયકેગ |
|---|---|---|---|
| અ | (કંઇ નહિ) | ક્+અ=ક. | કનેકાંઇનહિક |
| આ | ા (કાનો) | ક્+આ=કા | કને કાનો કા. |
| ઇ | િ (હ્રસ્વઈઅથવાહ્રસ્વઅજણુ) | ક્+ઇ=કિ | હ્રસ્વઇ કિ. કને હ્રસ્વ અજ જણુકિ. પાછકુંડાળીકિ |
| ઈ | ી (દીર્ઘઈઅથવાદીર્ઘઅજણુ) | ક્+ઈ=કી | કનેદીર્ઘઇકીક-નેદીર્ઘ અજણુ કીઅજણુ કી. |
| ઉ | ુ (હ્રસ્વઉઅથવાહ્રસ્વવરડુ) | ક્+ઉ=કુ | કને-હ્રસ્વઉકુ કને હ્રસ્વવરડુકુ વ-રડુ કુ. |
| ઊ | ૂ (દીર્ઘઊઅથવાદીર્ઘવરડુ) | ક્+ઊ=કૂ | કનેદીર્ઘઊકૂ કને દીર્ઘ વરડુ કૂ લોઢે કૂ. |
| એ | ે (એકમાત્ર) | ક્+એ=કે | કને એક માત્ર કે |
| ઐ | ૈ (બે માત્ર) | ક્+ઐ=કૈ | કને બે માત્ર કૈ |
| ઓ | ો (કાનો માત્ર) | ક્+ઓ=કો | કને કાનોમાત્ર કો |
| ઔ | ૌ (કાનો બે માત્ર) | ક્+ઔ=કૌ | કને કાનોબેમાત્રકૌ. |
| અં | ં (મીંડું) | ક્+અં=કં | કને માથે મીંડું કં |
| અઃ | ઃ (વિસર્ગ) | ક્+અઃ=કઃ | ક આગળમીંડાં કઃ |

એવી રીતે દરેક વ્યંજનમાં સ્વર મળે છે, ત્યારે બારાક્ષરી થાય છે. સાધારણ લોકોએ બાર સ્વર ગણ્યા માટે બારાક્ષરી. ક્ વ્યંજનમાં ઋ મળે ત્યારે કૃ થાય, એને ભૂલથી જોડાક્ષરમાં ગણે છે;

કેટલાક બારાક્ષરીને બારાખડી કે કકાનાં પદ કહેછે;

૨૪ બે અથવા વધારે વ્યંજનો વચગાં સ્વર આવ્યા વિના એકઠા ગળે છે. અને છેવટ સ્વર આવે ત્યારે તેને જોડાક્ષર કહે છે.

જોડાક્ષર જોડવાના પ્રકાર નીચે પ્રગાણે.

(૧) પહેલો વ્યંજન અરધો નેપછીનોવ્યંજનઆખો ઊ૦ ત્+ય=ત્ય, સ્+ત=સ્ત.

(૨) બંને વ્યંજનો આખા. ઊ૦ ક્+ય=ક્ય, ડ્+ય=ડ્ય.

(૩) પહેલાનો કંઇક ભાગ ને બીજો આખો. ઊ૦ ર્+ગ=ર્ગ.

(૪) પહેલો વ્યંજન આખો ને બીજાનો કંઇક ભાગ ઊ૦ પ્+ર=પ્ર.

(૫) કેટલાકમાં બંને વ્યંજન જઈને જુદું રૂપ થાય છે. ઊ૦ ક્+ષ=ક્ષ, જ્+ઞ=જ્ઞ.

ક્ષ અને જ્ઞ જોડાક્ષર છે છતાં કેટલાક તેને ભૂલથી મૂળાક્ષર ગણે છે. કેટલાક કઠણ જોડાક્ષરો.—ક્ષ, દ્ધ, દ્ર, દ્ય, હ્ન.

૨૫ ગુજરાતી થઇ ગયેલા શબ્દોમાં સંધિ થતો નથી, પણ ઘણા શુદ્ધ સંસ્કૃત શબ્દો સંધિ થયેલા વાપરીએ છીએ, ગાટે સંધિના કેટલાક અગત્યના નિયગ [કલગ ૧૦—૧૧ ગાં જણાવ્યા છે તે સિવાયના બીજા] નીચે જણાવ્યા છે.

૧ પોતાની જાત સિવાય બીજો કોઈ સ્વર પછવાડે આવે તો તેને દેખીને—ઇ, નો ય્, ઉનો વ્ ઋનો ર્ ઌનો લ્ એનો અય ઐનો આય્ ઓનો અવ્ અને ઔનો આવ્ થાય છે. ઉદાહરણ–પ્રતિ+અય=પ્રત્યય, પ્રતિ+ઉત્તર=પ્રત્યુતર; સુ+અસ્તિ,=સ્વસ્તિ શંકુ+આકાર=શંક્વાકાર; અતિ+સૃ+અ=અતિસાર; નેઃ+અન=નયન (એગાં ની ધાતુનો ગુણ

થયાથી ને થયેલ છે); નૈ+અક=નાયક નૈ એમાંની ધાતુની વૃદ્ધિ થવાથી નૈ થયેલ છે;) ભો×અન=ભવન (એમાં ભુ ધાતુનો ગુણ થવાથી ભો થયેલ છે); પૈ+અક=પાવક (એમાં પૂ ધાતુની વૃદ્ધિ થવાથી પૈ થયેલ છે).

૨ અનુસ્વાર પછી સ્વર આવે ત્યારે અનુસ્વરનો મ્ થાય છે, ઉ૦ સં+આચાર=સમાચાર સમ્+અર્થ સમર્થ.

૩ અનુસ્વર પછી કોઇ વર્ગીય અક્ષર (ક થી મ સૂધીનો) આવે તો જે સ્થાનનો તે અક્ષર હોય તે સ્થાનનો અનુનાસિક અક્ષર ત્યાં બોલાય અને વિકલ્પે લખાય. ઉ. અલં+કાર=અલઙ્કાર

૪ અનુસ્વાર પછી અંતસ્થ કેઉશ્મા અક્ષર આવે તો અનુસ્વાર બિંદુ રૂપેજ લખાય છે ને ઉચ્ચાર ઔં જેવો થાય છે.

ઉ૦ વંશ, સિંહ, માંસ, સંસાર, અંશ, વગેરે—

૫ વિસર્ગની પહેલાં અ, આ સિવાય કોઈ પણ સ્વર હોય અને પછી ઘોષાક્ષર આવે તો વિસર્ગનો ર્ થાય છે.

ઉ૦ નિઃ+ધન=નિર્ધન, નિઃ+જળ=નિર્જળ નિઃ+આધાર=નિરાધાર. દુસ્+ગુણ=દુર્ગુણ.આવિસ્+ભાવ=આવિર્ભાવ.

૬ વિસર્ગની પહેલાં અ હોય ને ત્યાર પછી ઘોષ વ્યંજન કે अ સ્વર આવે ત્યારે વિસર્ગનો ઉ થઈ પાછલા અ સાથે ગુણી ઓ થાય છે. ઉ૦ મનઃ+અર્થ=મનોર્થ. મનોભાવ મનોવૃતિ.

૭ વિસર્ગ પછી **कफप** આવે તો વિસર્ગનો ષ થાય છે ઉ. નિષ્કપટ નિષ્ફળ.

૮ પહેલા શબ્દને અંતે અઘોષ અને બીજા શબ્દની આદિએ ઘોષ અક્ષર આવે. અથવા પહેલા શબ્દને અંતે ઘોષ અને બીજા શબ્દની આદિએ અઘોષ અક્ષર

આવે તો પહેલા શબ્દના અંતનો અક્ષર બીજા શબ્દના આદિ અક્ષર જેવો એટલે ઘોષ કે અઘોષ પણ તેના પોતાનાજ સ્થાનનો અક્ષર થાય છે.

ઉ૦ ભાગવત્+ગીતા=ભગવદ્ગીતા. સત્+આચાર=સદાચાર, સત્+ગુણ=સદ્ગુણ જગત્+ઇશ=જગદીશ.

૯ પહેલા શબ્દને અંતે ત્ અને બીજાશબ્દની આદિએ ચ, જ, ટ, લ આવે તો ત બદલાઇ તેની જગ્યાએ બીજા શબ્દના આદિ અક્ષર જેવો થાય છે. ઉ૦ તત્+લિન=તલ્લિન, ઉત્+ચાર=ઉચ્ચાર સત્+જન=સજ્જન,

૧૦ બીજા શબ્દની આદિએ અનુનાસિક અક્ષર હોય તો પહેલા શબ્દના અંતના વ્યંજનને ઠેકાણે તેનો સજાતિય અનુનાસિક થાય છે. ઉ૦ જગત્+નાથ=જગન્નાથ, ઉત્+ગત=ઉન્મત.

૧૧ અ, ઇ, ક વગેરે પ્રત્યય લાગતાં પહેલાં સંસ્કૃત ભાષાગાં આદિ તથા અંત સ્વરમાં વિકાર થાય છે, તેને ગુણ વૃધ્ધિ કહે છે. ઘણું કરીને અંત સ્વરનો ગુણ અને આદિ સ્વરની વૃદ્ધિ થાય છે.

| મૂળસ્વર. | ગુણ. | વૃદ્ધિ. |
|---|---|---|
| અ. | અ. | આ. |
| ઈ. | એ. | ઐ. |
| ઉ. | ઓ. | ઔ. |
| ઋ. | અર્. | આર્. |

ઉદાહરણ. વસ્તુ+ઇક=વાસ્તવિક, વિષ્ણુ+અ=વૈષ્ણવ. કુરૂ+અ=કૌરવ. ભત+ॠ=ભર્તાર.

## વાકય વિચાર.

**૧ કર્તા,[1] ક્રિયાપદ[2] સહિત જે શબ્દ સમુદાય* તે વાકય કહેવાય.**

"તમારો પિતરાઈ ભાઈ" "અમારા ગામમાં રહેલો સિપાઈ" "મુખ્ય નિશાળમાં ભણનાર પહેલા વર્ગનો વિદ્યાર્થી" "તે બંને વચ્ચે મારા મારી થવી" "ગાળા ગાળી આવવું" "બતાવેલે ઠેકાણે" "થઇ ગએલા પરાક્રમી રોમન રાજ્યમાં" એ બધા શબ્દના સમુદાય છે, પણ તેમાં ક્રિયાપદ નથી એથી માણસના મનનો કોઇ જાતનો નિર્ણય સમજાતો નથી. ક્રિયાપદ તેમાં આવે તો પૂરો સમુદાય થાય, અને કોઇ જાતનો નિર્ણય સમજાય.

૨ પૂરો સમુદાય ન હોય એવા શબ્દ સમુદાયને એટલે ક્રિયાપદ વિનાના કોઇ સંબંધે કરીને સંધાએલા શબ્દ સમુદાયને શબ્દાવળી કહેછે ઉપરના દાખલા શબ્દાવળીના છે, શબ્દથી ભાવ જણાય અને વાકયથી કોઇ પણ જાતનો માણસના મનનો નિર્ણય જણાય છે, નિર્ણય[3] એટલે ઠરાવ.

**૩ કર્તા અને ક્રિયાપદ એવા બે શબ્દ તો વા-**

---

૧ મૂળભેદમાં ક્રિયાના કરનારને અને શકયભેદમાં ક્રિયાપદનાં જાતિ પુરૂષને વચન જેના પ્રમાણે હોય છે તેને કર્તા કહેવાય છે. ઉદા. તમે ઘર વેચો છો. તેમાં તમે, અને તમારાથી ઘર વેચાય છે. તેમાં ઘર કર્તા ૨ કાળસહિત ક્રિયા અને સ્થિતિ જણાવનારા શબ્દને ક્રિયાપદ કહે છે. છે, હતો એ સ્થિતિ જણાવે છે. ૩ નિશ્ચયાર્થ, સંશયાર્થ, આજ્ઞાર્થ અને પ્રશ્નાર્થ એવા ચાર જાતના નિર્ણય છે. *સમુદાય નામ જથાનું છે.

**કયમાં અવશ્ય જોઇએ. સકર્મક ક્રિયાપદ હોય તો ત્રણ શબ્દ જોઇએ કર્ત્તા, કર્મ ને ક્રિયાપદ.** ઉદાહરણ. હું આવું છું. તે ચોપડી વાંચે છે.

**૪ ફક્ત કર્ત્તા ૧કર્મ અને ક્રિયાપદથી જે વાકય બન્યું હોય અને બીજો કોઇ શબ્દ ન આવ્યો હોય તેને અતિ ટુંકું કે મૂળ વાકય કહે છે.** મૂળ વાકયથીજ દુનિયાનો બધો વ્યવહાર ચાલતો નથી.

૫ વ્યવહારમાં જે વાકયો વપરાય છે તેમાં એ સિવાયના વિવિધ જાતના શબ્દો આવેલા હોય છે, પણ એ શબ્દો ઉપરના—કર્ત્તા કર્મ અને ક્રિયાપદ એ ત્રણમાંથી હર કોઇની સાથે સંબધ રાખે છે જેની સાથે એ સંબંધ રાખે તેનો એ વધારો કહેવાય ને એ વાક્ય વધારેલાં કે વિસ્તાર પામેલાં કહેવાય છે.

ઉદા. સિહોરનો રહેનાર મહેનતુ મગન તમારી નિશાળમાં સારૂં કામ કરે છે. એ વાકયમાં "મગન" "કામ" અને "કરેછે" એ મુખ્ય ભાગ છે અને "સિહોરનો રહેનાર" એ બે શબ્દનો સમુદાય છે ને તે મગનની સાથે સંબંધ રાખે છે "મહેનતુ" એ મગનનું વિશેષણ છે "કરે" એ ક્રિયાનું ઠેકાણું નિશાળ છે. અને "તમારી" એ નિશાળનો વધારો છે માટે "તમારી નિશાળમાં" એ શબ્દો વળી, (કરે છે) ક્રિયાપદનો વધારો છે "સારૂં" એ કામનું વિશેષણ છે.

**૬ કર્ત્તા કર્મ અને ક્રિયાપદ એ ત્રણમાંથી એક અથવા વધારે ભાગ કોઇ કોઇ વખતે અધ્યાહાર હોય છે.** ઉદા. મેં ખાધું એમાં કર્મ અધ્યાહાર છે. વાત સાંભળી એમાં કર્ત્તા અધ્યાહારછે. કોણ આવ્યું? એ સવાલ-

---

૧ ક્રિયાનો ખમનાર અથવા ક્રિયા પૂર્ણ

નો જવાબ ભગવાનદાસ. એમાં આવ્યો ક્રિયાપદ અધ્યાહાર. તમે લાડવા ખાધા? એ સવાલનો જવાબ. હા. એ વાક્ય થયું પણ તેમાં ત્રણે અધ્યાહાર છે.[1]

૭ વાક્યમાં કયા વર્ગના શબ્દનો કેવો અધિકાર છે, કોનાં રૂપ કોની પ્રમાણે ફરે છે, તે કેવે અ-અનુક્રમે આવે છે, અને શી રીતે ગોઠવાય છે એવી એવી બાબતોનો જે પ્રકરણમાં વિચાર કર્યો હોય તેને વાકય વિચાર કહેછે

૮ વાકયવિચારના ચાર ભાગ છે. ૧ અધિકાર વિચાર ૨ અનુસાર વિચાર. ૩ રચના વિચાર, ૪ અનુક્રમ વિચાર.

## અધિકાર વિચાર.

૯ શબ્દોના પ્રાધાન્યપણાની અને અપ્રધાનપણાની તથા વિભકિતના અર્થની વાત અધિકાર વિચારમાં આવે છે.

૧૦ ક્રિયાપદ વગેરે સાથે દરેક વિભકિત કઇ જાતનો સંબંધ ધરાવે છે તે બતાવવું તેને વિભકિતના અર્થ કહે છે. આ ઠેકાણે અર્થ એટલે કામ અથવા ઉપયોગ થાય.

૧૧ છઠ્ઠી વિભકિત સિવાય તમામ વિભકિતઓ ક્રિયાપદ સાથે સંબંધ રાખેછે તેથી તે કારક કહેવાય છે.

૧૨ પહેલી વિભકિત કર્ત્તા, કર્મ, પરિમાણ અને સંબોધન અર્થે આવે છે.

---

૧ વાકયમાં જે શબ્દ પ્રત્યયની જરૂર છતાં કેટલાંક કારણથી ન વપરાતાં આગળ પાછળના પ્રસંગ ઉપરથી સમજી લેવાય છે તે સમજાણનું નામ અધ્યાહાર છે.

**૧૩ નામ, નામ જેવો શબ્દ, નામ રૂપ શબ્દાવળી કે નામ રૂપ ઉપવાક્ય કર્ત્તા કે કર્મ હોય છે.** ઉદા. નરોતમ ચોપડી વાંચેછે.—કર્ત્તા કર્મ નામછે.

**૧૪ સર્વનામ, વિશેષ્યની જગોએ વપરાયેલું વિશેષણ, તથા કૃદંત નામ,** એ નામ જેવા શબ્દ કહેવાય છે. ઉદા.

તે મને બોલાવે છે } નામ જેવા શબ્દ
પેલો ગાંડાને બોલાવે છે. }
લખનાર (એટલું) ભૂલ્યો. } કર્ત્તા કર્મ છે.

**૧૫ જે શબ્દાવળીને છેડે પહેલી વિભક્તિમાં આવેલું કૃદંત નામ હોય તે નામરૂપ શબ્દાવળી કહેવાય.** જૂઠું બોલવું ઠીક નથી. એમાં જૂઠું બોલવું એ નામરૂપ શબ્દાવળી છે.

માંહો માંહે લડાવનાર } નામરૂપશબ્દાવળી ક-
જૂઠું બોલવું શીખવે છે. } ર્ત્તા કર્મ છે.

**૧૬ શબ્દ અથવા શબ્દાવળી કર્ત્તા કર્મ ન છતાં આખું વાક્ય જ્યારે કર્ત્તા કે કર્મ હોય ત્યારે તે નામ રૂપ ઉપવાક્ય કહેવાય છે.** ઉદાહરણ આજથી હું તમને કહું છું કે દશ મિનિટ કે પાંચ મિનિટ કદિ નકામી ગણુશો નહિ—એમાં બીજુ નામરૂપ ઉપવાક્ય કર્મ છે. નાનાં બાળકોનો ધર્મ છે કે માબાપની આજ્ઞા પાળવી એમાં બીજું નામરૂપ ઉપવાક્ય છે અને તે કર્ત્તા છે.

**પરિમાણ=માપ** ઉદા. હું બે ગાઉ ચાલ્યો. એમાં ગાઉ એ પરિમાણ અર્થે પહેલી વિભક્તિ કહેવાય.

વખત જણાવનાર વિભક્તિને પણ પરિમાણમાં ગણી શકાય. ઉદા. હું ત્રણ કલાક ચાલ્યો.

**૧૭ સંબોધન એટલે નામ દઇ બોલાવવું.**

નામ કે નામની જગોએ વપરાએલા વિશેષણુનેજ સંબોધન અર્થે પહેલી વિભક્તિ લાગે. હે કૃપાનાથ, અમારી પ્રાર્થના સાંભળ. એમાં કૃપાનાથ એ સંબોધન અર્થે પહેલી વિભક્તિ છે. સંબોધનને કેટલાક આઠમી વિભક્તિ કહે છે, કેમકે પહેલા પ્રકારના નામને સંબોધન લાગતાં ઉ ને ઓને બદલે એક વચનમાં પણ **આ** થાય છે. ઉદા. છોકરા, તું જા. જગા જણાવનારા શબ્દને કેટલેક ઠેકાણે પહેલી વિભક્તિ હોય છે. ઉદા. હું સિહોર જાઉ છું.

**૧૮ બીજી વિભક્તિ કર્મ અને સંબંધાર્થે આવે છે** સંબંધ=જોડાવું, લાગતું, વળગતું.

કેટલીક વખત ભૂત કૃદંતને (કૃદંત અવ્યય) વખત જણુવવા બીજી વિભક્તિ લાગે છે ઉદા. આ નોટ લખ્યાને ઘણી મુદત થઇ

નામની સાથે સંબંધ રાખે ત્યારે બીજી ન કહેવી પણ છઠ્ઠી વિભક્તિ કહેવી ક્રિયાપદની સાથે સંબંધ રાખે ત્યારે તેને બીજી કહેવી.લીંગડાને લીંબોળીઓ થાયછે એમાં સંબંધાર્થે બીજી છે. રાજાને કુંવરે આ કામ કર્યું. મારે ઘેર આપજો. એમાં સંબંધાર્થે છઠ્ઠી છે.

**૧૯ કર્તા, કરણુ, કારણુ, પરિમાણુ, મૂલ, અંગવિકાર, સાહિત્ય અને અધિકરણુ અર્થે ત્રીજી વિભક્તિ આવે છે.**

જે વડે ક્રિયા થાય તે કરણુ. જેમ કુહાડીએ લાકડું કાપ્યું.

કારણુ=સબબ અથવા હેતુ જેમાંથી ઉત્પન્ન થાય તે ઉદા. સરદીએ હેરાન થયો.

મૂલ=ભાવ અથવા કિંમત દૂધ ત્રણુ પૈસે શેર ગળેછે.

અંગવિકાર=તે કાને બહેરો છે.પગે લૂલોછે હાથે ઠુંઠો છે.

સાહિત્ય=સામગ્રી કે સહિત. જ્યારે સાથે કે સહિત

શબ્દ આવ્યો હોય ત્યારે તેની પહેલાં છઠ્ઠી વિભક્તિ વપરાય છે પણ સાથે અધ્યહાર હોય ત્યારે ત્રીજી વિભક્તિ વપરાયેલી જણાય છે. ઉદા. રાજા બસેં ઘોડે આવ્યો (રાજા બસેં ઘોડા સહિત આવ્યો) તે ચારસેં ઘોડે ચઢયો.

અધિકરણ=જેઉપર ક્રિયા થાય તે,સ્થળ.ઊ નિશાળે આવ.

**૨૦ સંપ્રદાન અને તાદર્થ્ય અર્થે ચોથી વિભક્તિ આવે છે** સંપ્રદાન એટલે કોઇને ત્યાં પહોંચાડવું. અપાદાનથી ઉલટો શબ્દ. ભગવાનને ચોપડી આપ, ગામને કિલ્લો ચણાવ.

તાદર્થ્ય એટલે તે વાસ્તે, તે અર્થે, તે કાજે, હેતુ અથવા પ્રયોજન, ઉ. નિશાળી આને માટે નિશાળ જોઇએ.

**અપાદાન, કરણ ને કારણ અર્થે પાંચમી વિભક્તિ વપરાય છે.**

૨૧. અપદાન એટલે સંપ્રદાનથી ઉલટું. સંપ્રદાનમાં મળવું થાય અને આમાં ત્યાંથી છૂટું પડવું થાય.

અવધિ વિયોગ ને ન્યૂનાધિકતાને અપાદાન કહેછે.

અવધિ=હદ અથવા સીમા. ભાવનગરથી સિહોર સાત ગાઉછે.

વિયોગ=છૂટા પડવું. તે બારીએથી પડયો.

ન્યૂનાધિકતા=નાના મોટાપણું. કાળીદાસથી રામજી મોટો છે.

૨૨ **છઠ્ઠી વિભક્તિ આધાર, માલિકી, પ્રકૃતિ સગાઇ** વગેરે ઘણી જાતના સબંધ બતાવે છે.

**ઉદાહરણ**—

**આધાર** —નદીનું માછલું.

**ધણીપણું**—રાજાનો હાથી.

**પ્રકૃતિ** —રૂપાનો લોટો.

**સગાઇ** —ભત્રિજાની વહુ.

**ટીકા**—નામ, નામ જેવા શબ્દ અને શબ્દયોગી અ-વ્યય સાથે આવિભકિત સંબંધ રાખેછે. પણ ક્રિયાપદ સાથે સંબંધ રાખતી નથી.

**૨૩ સાતમી વિભકિત સ્થળ અને નિર્ધારણ અર્થે આવે છે.**

ઉદાહરણ—સ્થળ { માંહે—તે ઘરમાંછે / આસપાસ—ગળામાં કંઠીછે.

નિર્ધારણ—ગળપણમાં આ ગોળ સરસ છે.

**ટીકા**—એ કે ઘણામાંથી ક્રિયા, ગુણ, અને જાતિ-એ કરીને એકને જૂદો કરવો તે નિર્ધારણ.

૨૪ ઉપરની કલમો (૧૨ થી ૨૩) ઉપરથી જણાય છે કે કર્તા. પહેલી ને ત્રીજીમાં, કર્મ પહેલી ને બીજીમાં. ક-રણ કારણ ત્રીજી ને પાંચમીમાં, સંબંધ છઠ્ઠી ને બીજી, સ્થળ ત્રીજી ને સાતમી, અને પરિમાણ પહેલી ને ત્રીજીમાં આવે છે.

૨૫ તે કામ કરેછે એમાં હોપ વ્યાકરણ પ્રમાણે કામ કર્મ અર્થે પહેલી વિભકિતમાં છે. કેટલાક વૈયાકરણીઓ એને કર્મ અર્થે બીજી વિભકિત ગણેછે. આ એક મતભેદ છે. મારા વિચાર પ્રમાણે આવા મતભેદમાં શીખનારને ઉતારવાની કશી જરૂર નથી. ૩૫ પ્રમાણે વિભકિત કહે અને અર્થ સમજે તો વ્યાકરણનો હેતુ પાર પડેછે.

૨૬ પાણી પાયું. ઘોડા આણ્યા એમાં પાણી અને ઘોડા પહેલી વિભકિતમાં છે. એમ કહેવાનું કારણ સંસ્કૃતમાં કર્મણિ પ્રયોગમાં કર્મ પહેલીમાંજ રાખવાં પડે છે. ગૂજરાતી એ સંસ્કૃતના ઘણા નિયમ ધારણ કર્યા છે. તે પ્રમાણે આમાં

પણ સંસ્કૃતનો નિયમ ધારણ કર્યો છે એમ કહી શકીએ. પણ કોઈ વૈયાકરણી એને બીજી વિભક્તિમાં ગણેછે. તેનું કારણ સમજાતું નથી તેથી એને હું નકામો (શીખનારને ઘુંચવણમાં નાખનાર) મતભેદ સમજું છું.

૨૭ તે સવારનો ભૂખ્યો છે એમાં સવાર શબ્દને છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય લાગ્યો છે. તે સંબંધ અર્થે નથી. એ ઠેકાણે પાંચમીને બદલે છઠ્ઠી કહેવાય.

૨૮ હું ગામ ગયો હતો. તે ઠેકાણે ગામની પહેલી વિભક્તિ સ્થળ અર્થે છે. સંસ્કૃતમાં સાતમીનું નામ અધિકરણ છે અને ગૂજરાતીમાં પણ સાતમી સ્થળ અર્થે આવે છે. માટે ત્યાં સાતમીને ઠેકાણે પહેલી કહીએ તો ઠીક.

રાતનો જાગે છે એમાં બે અર્થ છે. એક પાંચમીને બદલે છઠ્ઠી એટલે રાતથી જાગે છે. અને બીજો રાતમાં જાગે છે એટલે સાતમીને બદલે છઠ્ઠી કહેવી.

૨૯ સવારે આવીશ એટલે સવારમાં આવીશ એ સાતમીને બદલે ત્રીજી.

૩૦ કોઇ વિભક્તિનો પ્રત્યય અધ્યાહાર હોય પણ તેનો સંબંધ સમજાતો હોય તો જે જાતનો સંબંધ જણાતો હોય તેને અર્થે જેવું રૂપ હોય તેવી વિભક્તિ કહેવી. ઉદા. તે ઘોડા ઉપર બેઠો એમાં છઠ્ઠીને બદલે પહેલી. તેને તમારી પાસે આવવું છે, ત્યાં ત્રીજીને અર્થે બીજી એમ કહેવું. અકબરે તેને બોલાવ્યો છે. પહેલીને અર્થે બીજી.

૩૧ કોઇ પણ જાતના અવ્યયનો, વિશેષણનો, ચોથી પાંચમી, છઠ્ઠી અને સાતમી વિભક્તિ લાગી હોય એવા નામ કે નામ જેવા શબ્દનો અધિકાર, કર્ત્તા કે કર્મ થવાનો નથી.

૩૨ કર્ત્તા, કર્મ કે તેની સાથે સંબંધ રાખનાર વિષે વિશે-

ષપણું જણાવવાનો વિશેષણનો, અને ક્રિયા વિષે વિશેષપણું જણાવવાનો અધિકાર ક્રિયા વિશેષણનો છે.

૩૩ ઉભયાન્વયી અવ્યયનો અધિકાર બે પદને જોડવાનો છે.

૩૪ કરણ, કારણ, પરિણામ, સંપ્રદાન, અપાદાન, મૂલ્ય, અંગવિકાર, અધિકરણ એ અર્થે જે શબ્દને વિભક્તિ લાગી હોય તેનો તથા શબ્દયોગી અવ્યયનો અધિકાર ક્રિયા વિશેષણ જેવો છે.

## અનુસાર વિચાર.

**૩૫ પ્રયોગ અને વિશેષણ વિશેષ્યની વાત અનુસાર વિચારમાં આવે છે.**

**૩૬ ક્રિયાપદની જાતિ, વચન ને પુરૂષનું મળવું તેને પ્રયોગ કહે છે.**

**૩૭ ક્રિયાપદની જાતિ, વચન કે પુરૂષ જેની પ્રમાણે બદલાય છે તેને ક્રિયાનાથ** (ક્રિયાનો ધણી તેને ફેરવનાર) **કહે છે.** જેમ રામજી આવ્યો. અહીં આવ્યો એને જાતિ વચન રામજી પ્રમાણે છે. રામજીને ઠેકાણે નારી જાતિનું નામ મૂકીએ તો આવી થાય માટે રામજી ક્રિયાનાથ. ભીમજીએ ચોપડી વાંચી એમાં ચોપડીક્રિયાનાથ, મગનલાલ ચોપડી લખેછે એમાં મગન ત્રીજા પુરૂષમાં છે અને ઠેકાણે પહેલો પુરૂષ મૂકીએ તો લખું છું થાય તેથી મગનલાલ ક્રિયાનાથ.

**૩૮ કર્ત્તા ક્રિયાનાથ હોય ત્યારે કર્તરિ પ્રયોગ થાય છે.** તમે ચોપડી વાંચો છો એમાં તમે કર્ત્તા છે અને ક્રિયાનાથ છે, તેથી કર્ત્તરિ પ્રયોગ. કર્ત્તરિ પ્રયોગમાં કર્ત્તા પહેલી વિભક્તિમાં હોય છે. વિધિવર્ત્તમાનકાળમાં કર્ત્તરી પ્રયોગ થતો નથી.

**૩૯ કર્મ ક્રિયાનાથ હોય ત્યારે કર્મણિ પ્રયોગ કહેવાયછે.** ઉદા. મેં ચોપડી વાંચી. તમારે ચોપડી વાંચવી. કર્મણિ પ્રયોગમાં કર્ત્તા ત્રીજી વિભક્તિમાં હોય છે ને કર્મ પહેલી કે બીજીમાં હોય છે. ઉપલા વાક્યમાં કર્મ પહેલી વિભક્તિમાં છે.

તેણે મને બોલાવ્યો. એમાં કર્મ મને છે ને તે બીજી વિભક્તિમાં છે.

સકર્મક ધાતુના મૂળભેદમાં વિધિવર્ત્તમાન કાળને ભૂતકાળ સિવાય બીજા કોઈ કાળમાં કર્મણિ પ્રયોગ થતો નથી. શકયભેદમાં કર્મણિ પ્રયોગ થતો નથી.

કેટલાક ધાતુ જેવા કે જમ, બોલ, જાણ, શીખ, પામ, અને અડક, લાવ, સમજ, વળગ, પરણ વગેરે સકર્મક છે પણ તે ભૂત કાળે કર્મણિ પ્રયોગમાં આવતા નથી.

**૪૦ કર્ત્તા કે કર્મ ક્રિયાનાથ ન છતાં ક્રિયાપદનો ભાવ ક્રિયાનાથ હોય ત્યારે ભાવે પ્રયોગ કહેવાય છે.** કેમકે ક્રિયાપદનું રૂપ સામાન્ય રૂપની પેઠે ત્રીજો પુરૂપ નાન્યતર જાતિના એક વચનમાં હોય છે. જેમ મને ગમે છે, મારાથી અવાયું, મારે આવવું.

અકર્મક ધાતુનું મૂળભેદ વિધિવર્તમાન કાળનું નાન્યતર જાતિ એક વચનનું રૂપ, અને શકય ભેદનાં રૂપ ભાવે પ્રયોગમાં હોય છે. સકર્મક ધાતુનો ભાવે પ્રયોગ થતો નથી ગમ, દુઃખ, બન એ બધા કાળમાં ને બંને ભેદમાં ભાવે પ્રયોગ થાયછે. એ ધાતુમાં વખતે મૂળ ભેદમાં કર્તા હાજર હોય ત્યારે કર્ત્તરિ પ્રયોગ હોવો જોઇએ ઉદા. માથું દુખેછે વિઠ્ઠલ બાગમાં રસોઈ બને છે, આ ચોપડી મને ગમે છે વગેરે. આ કર્ત્તરિ પ્રયોગનાં ઉદાહરણ છે.

ભાવે પ્રયોગમાં કર્ત્તા હોય તો ત્રીજીમાં હોયછે ઉદા.

તારે જવું.

૪૧ સકર્મક ધાતુના શકયભેદના રૂપમાં કર્મ કર્તા થાય છે માટે તે કર્મણિ વાચ્ય કહેવાય છે. અને અકર્મક ધાતુના શક્ય ભેદના રૂપમાં ભાવ કર્તા થાય માટે તે ભાવ વાચ્ય કહેવાય છે કર્મણિ વાચ્ય અને ભાવ વાચ્યના મૂળના કર્તાને પાંચમી વિભકિત લાગે છે અને તે કારણ અર્થે કહેવાયછે.

૪૨ ક્રિયાનાથનાં જાતિ, વચન પ્રમાણે ક્રિયાપદનાં રૂપ હોય છે હું છું, તમે ગયા, ભાણુજી આવ્યો, તું છે, ભાવે પ્રયોગમાં ક્રિયાપદનું રૂપ ફરતું નથી પણ ત્રિજો પુરૂપ નાન્યતર જાતિના, એક વચનમાં રહે છે ઉદા. તમારે નીકળવું, મને નિશાળમાં ગમે છે.

૪૩ ક્રિયાનાથ જૂદી જૂદી જાતિના હોય ત્યારે ઘણું કરી ક્રિયાપદ નાન્યતર જાતિના બહુ વચનમાં આવે છે અને ક્રિયાપદના પહેલાં એ સર્વે કે સર્વે એવા શબ્દ મૂકવામાં આવે છે ઉદા. દુર્લભ, આત્મારામ અને મોતીબેન એ સર્વે કાલે આવ્યાં હતાં.

૪૪ નરજાતિનો ક્રિયાનાથ એક વચનમાં છતાં માનાર્થે ક્રિયાપદ બહુ વચનમાં આવે છે ઉ. મોતીભાઇ આવ્યા.

૪૫ નારીજાતિનો ક્રિયાનાથ એક વચનમાં હોતાં તેનું ક્રિયાપદ માનાર્થે નાન્યતર જાતિના બહુ વચનમાં આવે છે. ઉદા. માજી ગયાં.

૪૬ અનેક ક્રિયાનાથ પ્રત્યેક એક વચનમાં છતાં અને તથા, તે એવા અવ્યયથી જોડાએલા હોય તો ક્રિયાપદનું રૂપ નીચે પ્રમાણે થાય છે.

૧ એ બધા ક્રિયાનાથ સજાતિય હોય તો તે જાતિના બહુ વચનમાં ક્રિયાપદ મૂકાય ઉદા. ગીરજાશંકર કરશુાશંકર, કાળીદાસ અને જમનાદાસ આવ્યા હતા.

૨ એ ક્રિયાનાથ વિ જાતિય હોય તો ક્રિયાપદ નાન્યતર જાતિના બહુ વચનમાં આવેછે. ઉદા. મોતીબાઇ અને ભગવાનલાલ એ બંને આવ્યાં.

૩ ઘણી વખત પાસેના ક્રિયાનાથ પ્રમાણે પણ ક્રિયાપદની જાતિ, વચન થાય. ખડીઓ લેખણને ચપ્પુ આણ્યું.

૪૭ અનેક ક્રિયાનાથ પ્રત્યેક એક વચનમાં છતાં અથવા, કે વગેરે વિકલ્પ સૂચક અવ્યયથી તેઓ છૂટા પડયા હોય તો ક્રિયાપદનું રૂપ પાસેના ક્રિયાનાથ પ્રમાણે હોય ઉદા. ગાય ભેંસ કે ઘોડો વેચાતો લીધો. કેટલીક વખત “ એમાંનું કાંઇ” એવા શબ્દ લગાડી નાન્યતર જાતિના એક વચનમાં ક્રિયાપદને મૂકવામાં આવે છે. ઉદ. ગાય ભેંસ કે ઘોડો એમાંનું કાંઇ વેચાતું લીધું નથી.

૪૮ ક્રિયાનાથ જૂદા જૂદા પુરૂષ સર્વનામ કે નામ હોય અને તેમાં પહેલા પુરૂષનું સર્વનામ હોય તો ક્રિયાપદનું રૂપ પહેલા પુરૂષના બહુ વચનમાં આવે છે. હું તું ને તે કાલે જઇશું. ન્યાલ ને હું આજે ભેગા જમીશું.

૪૯ પહેલા પુરૂષનું સર્વનામ ન હોતાં બીજા પુરૂષનું હોય તો ક્રિયાપદ બીજા પુરૂષના બહુ વચનમાં આવે છે તું ને દામજીભાઈ કાલે આવજો.

૫૦ ક્રિયાપદને ક્રિયાનાથ સાથે જેવો સંબંધ છે તેવો વિશેષણને વિશેષ્ય સાથે ઘણું કરીને સંબંધ છે.

૫૧ પહેલા પ્રકારનાં વિશેષણના રૂપ તેના વિશેષ્યની જાતિ વિભક્તિને વચનમાં મળતાં હોય છે. બીજા પ્રકારનાં વિશેષણના રૂપ બદલાતાં નથી. વિશેષ્ય એક હોય ને વિશેષણ એકથી વધારે હોય તોપણ નિયમ એમજ છે. ઉદા. મા બાપનું કહ્યું ન માનનારાં નાનાં અણસમજુ બાળકની એવીજ વલે થાય.

૫૨ છઠ્ઠી વિભકિત પહેલા પ્રકારના વિશેષણ જેવી છે ઉદા. તમારો છોકરો જાયછે. તમારા છોકરાને બોલાવો. તમારે છોકરે કશું કામ કર્યું નથી.

૫૩ જૂદી જૂદી જાતિના બે વિશેષ્ય જોડાઈને એક જેવું વપરાય તેનું વિશેષણ નાન્યતર જાતિના બહુ વચનમાં આવે છે ઉદા. દાળ ભાત ટાઢાં ન ખવાય.

૫૪ વિશેષ્ય નરજાતિના એકવચનમાં હોવા છતાં માનાર્થે વિશેષણ તે જાતિના બહુ વચનમાં આવે છે. ઉદા. પિતાજી બહુ ભલા છે.

૫૫ વિશેષ્ય નારીજાતિ હોય પણ વિશેષણ માનાર્થે નાન્યતર જાતિના બહુ વચનમાં આવે છે. જેમ માજી સારાં છે.

૫૬ એકથી વધારે વિશેષ્ય જૂદી જૂદી જાતિનાં હોય તો વિશેષણનાં રૂપ નીચે પ્રમાણે થાય.

૧ તથા, ને અને એવા અર્થના અવ્યયથી વિશેષ્યો જોડાએલા હોય તો વિશેષણ નાન્યતર જાતિના બહુ વચનમાં આવે ઉદા. વા, રૂ અને વરાળને દાબ્યાં હોય તો દબાય અને ભાર કાઢી નાંખ્યો હોય તો ઉપશીને જેવાં હતાં તેવાં થાય.

૨ અથવા, કે એવા વિકલ્પ સૂચક અવ્યયથી વિશેષ્ય છૂટા પડયા હોય તો વિશેષણ પાસેના વિશેષ્ય

૩ પ્રમાણે રૂપ બદલે. ઉદા. ફેંટો કે ટોપી પીળી હોય.

ઘણી વખત ઉપર પ્રમાણે મેળ રહેનો નથી પણ અર્થની સ્પષ્ટતાને સારૂ પ્રત્યેક વિશેષ્યની જોડે જાતિ પ્રમાણે જૂદું જૂદું વિશેષણ મૂકવામાં આવે છે ઉ. પીળો ફેંટો કે પીળી ટોપી લાવજો.

૫૭ એક કે અનેક નામ બતાવનાર " એ " દર્શક વિશેષણ આવે અને " એ" ની પછી તે નામોનું સમાનાર્થ સામાન્ય નામ આવે તો વિશેષણને જાતિ, વચન, સામાન્ય નામ પ્રમાણે લાગે છે. ઉદા. માખી એ કેવું ચમત્કારી પ્રાણી છે!

૫૮ વિશેષણને વિશેષ્યની વચ્ચે કોઇ વિશેષ્ય સાથે સંબંધ રાખનાર શબ્દ કે શબ્દો આવે તો પણ વિશેષણનું રૂપ વિશેષ્ય પ્રમાણે બદલાય છે ઉ૦. તે મોટા જળના જળના ભંડારને મહાસાગર કહેછે.

૫૯ " જે" " તે" એ સંબંધી શબ્દો છે તેની જાતિ વચન એકજ હોય પણ વિભક્તિ વખતે જૂદીએ હોય (તેના અધિકાર પ્રમાણે) જેવું લીધું હોય તેવું પાછું આપવું જોઇએ. તેણે લીધું હોય તે પાછું દે. જેને વહાલો ગણતા હતા તેણે દગો દીધો.

૬૦ પ્રશ્નાર્થ શબ્દને જે વિભક્તિ લાગેલી હોય તે તેના જવાબને લાગવી જોઈએ તેણે શું કર્યું? આ કામ કર્યું. કોણે? જ. મેં. કોનો? જ. મારો.

૬૧ કૃદંત વિશેષણ અને ક્રિયા વિશેષણનાં રૂપ તેના ક્રિયાપદના ક્રિયાનાથ પ્રમાણે હોય છે. ઉદા. ગઇ સાલમાં વરસાદ ઘણો મોડો વરસ્યો હતો.

૬૨ અકર્મક ક્રિયાપદનું ક્રિયા વિશેષણ ઘણું કરીને નાન્યતર જાતિ એક વચનમાં આવે છે ઉદા. તે ઘણું દોડયો.

## રચના વિચાર.

**૬૩ કયા કયા પ્રકારનાં વાકય છે અને તેમાં કયા કયા મુખ્ય ભાગ છે તેનું વર્ણન રચના વિચારમાં આવે છે.**

૬૪ વાક્ય રચના ઉપર વિચાર રાખી વાક્યના પ્રકાર પાડીએ તો **એકાકી અને સંયુક્ત** એવાં બે પ્રકારનાં વાક્ય કહેવાય.

**૬૫ જેમાં એક કર્તા ને એક ક્રિયાપદ નક્કી હોય તેને એકાકી વાક્ય કહીએ** કર્મ હોય અથવા ન હોય ઉદા. તમે ચાલ્યા. મેં કામ કર્યું વગરે.

૬૬ અર્થ પૂરો કરવાને, તેમાં વધારો કરવાને, તથા વાક્યનો ખૂલાસો કરવા માટે વાક્યનો વિસ્તાર વિવિધ રીતથી થાય છે.

(૧) અરજણ બાઝયો (મૂળ વાક્ય)

(૨) અરજણ **નંદલાલ સાથે** બાઝયો (અર્થ પુરો કરવા માટે એક શબ્દાવળીથી વધારો)

(૩) **'કુસળા ખવાસનો દીકરો'** અરજણ **'ગોપાળજી મોઢના દીકરા'** **નંદલાલ સાથે** બાઝયો. } ખુલાસો કરવા માટે બે શબ્દાવળી વધી

(૪) **(વડવામાં રહેનાર કુસળા ખવાસનો)**[૧] **દીકરો (ભાવનગરમાં આવી રહેલા**[૨] **ગોપાળજી મોઢના કરા નંદલાલસાથે) (ભગવતસિંહજી સરકારી ગૂજરાતી મૂખ્ય નિશાળ પાસે)**[૩] **ને (મગનલાલનાસસરાના ઘરની સામે)**[૪] **(બે ચોપડી વાસ્તે)**[૫] **(કોઇની બીક ન રાખતાં** બાઝયો) } વાક્યનો વધારો તથા ખુલાસો કરવા માટે ૭ શબ્દાવળીથી. વધારો થયો.

| | |
|---|---|
| (૫) જેના દાદાએ મહારાજા વખતસિંહજીના વખતમાં કારભાર કરેલો અને જે કે હાલ ભગાના તળાવમાં રહેછે, તે ગોપાળજી મોઢના દીકરા નંદલાલ સાથે, વડવામાં કસબો કરીને ખવાસ રહે છે, તેનો દીકરો **અરજણ**, ઘોઘાના દરવાજા નજીક,પીરછલ્લાની પાસે તાલૂકા સ્કુલનું વિશાળ મકાન આવેલું છે. ત્યાં આગળ, બાઝ્યો. | ઉપવાક્યથી વધારો થયો |

૬૭ એકનો એકજ અર્થ રહેતાં છતાં—અર્થમાં કાંઇ પણ વધારો ઘટારો ન થતાં વાક્યનો વિસ્તાર વિવિધ રીતેથી થઈ શકે છે. તેનાં ઉદાહરણ;—

૧ ગુસ્સો એ થોડું ગાંડપણ છે.
ગુસ્સે થવું એ થોડું ગાંડપણ છે.
માણસ ગુસ્સે થાય છે એ થોડું ગાંડપણ છે.

૨ સદ્‌ગુણી માણસો માનપાત્ર હોય છે.
જે માણસો સદ્‌ગુણી હોય તે માનપાત્ર હોય છે.

૩ ડહાપણથી તે વર્ત્તે છે.
જેમ ડાહ્યો માણસ વર્ત્તે તેમ તે વર્ત્તે છે.

૪ આ ગૃહસ્થોને જેલમાં મોકલવા ન ઘટે.
જે કે મારા જાતભાઇ છે અને આધેના પણ મારા સગા છે એવા આ ગૃહસ્થોને જેલમાં—જ્યાં ધર્મ સચવાય નહીં એવે ઠેકાણે મોકલવા ન ઘટે.

૬૮ એકાકી વાક્યમાં કર્ત્તા અને કર્મનો વધારો વિશેષણથી, વિશેષણ જેવા શબ્દોથી કે વિશેષણ રૂપ શ-

બ્દાવળીથી થાય છે. ઉદા;—

(૧) ભાઇએ કામ કર્યું (મૂળ વાક્ય)

(૨) મોટા ભાઇએ આ કામ કર્યું (એમાં કર્ત્તા અને કર્મનો વધારો વિશેષણથી થયેલો છે)

૬૯ કૃદંત વિશેષણ, જે નામને છઠ્ઠી વિભકત લાગી હોય તે, અને સમાનાર્થ નામ, એ વિશેષણ જેવા શબ્દ કહેવાય.

(૧) રીસાએલા ભાઇએ લખેલી ચોપડી ફાડી—(એમાં કર્ત્તા કર્મનો વધારો કૃદંત વિશેષણથી થયેલ છે)

(૨) તેના ભાઇએ મારૂં કામ કર્યું (કર્ત્તા કર્મનો વધારો છઠ્ઠી વિભક્તિથી)

(૩) ગાંધી નરોતમે વિપ્ર દેવજીને બોલાવ્યો (સમાનાર્થ નામથી).

૭૦ જે શબ્દાવળીને છેડે વિશેષણ, કે વિશેષણ. જેવા શબ્દ આવ્યા હોય તે વિશેષણ રૂપ શબ્દાવળી કહેવાય

| | |
|---|---|
| (તમારા વર્ગનો નઠારો) નિશાળીઓ જાયછે<br>(ભગવાનલાલના ભાઇનો) દીકરો આવેછે. | કર્ત્તાનો વધારો વિશેષણ રૂપ શબ્દાવળીથી |
| તેણે (બાકી રહેલું) કામ કર્યું.<br>તેણે મારા કાકાના દીકરા મોતીલાલનું કામ કર્યું. | કર્મનોવધારો વિશેષણરૂપ શબ્દાવળીથી. |

૭૧ એકાકી વાકયમાં ક્રિયાપદનો વધારો ક્રિયા વિશેષણથી, ક્રિયાવિશેષણ જેવા શબ્દથી, અને ક્રિયાવિશેષણ રૂપ શબ્દાવળીથી થાય છે. ઉદા. તે ઘણું દોડયો. તે કાલે આવ્યો. (ક્રિયાવિશેષણથી ક્રિયાપદનો વધારો)

૭૨ જે નામ, સર્વનામ કે વિશેષણને કર્ત્તા, કર્મ, કે સંબંધ અર્થે વિભક્તિ લાગી ન હોય, પણ એ સિવાય

બીજે કોઈ અર્થે વિભક્તિ લાગી હોય તે ક્રિયાવિશેષણ જેવા શબ્દ ગણાય. વળી શબ્દયોગી અવ્યય અને કૃદંત અવ્યય પણ ક્રિયાવિશેષણ જેવા શબ્દમાં ગણાય છે, કારણ કે એ બધા શબ્દો ક્રિયાનું વિશેષણપણું જણાવે છે.

ઉદા. કરણ—સિપાઇએ વાઘને ગોળાએ માર્યો
કારણ—ગરમીથી મારૂં માથું દુઃખે છે
અપાદાન—સુરતથી મુંબાઇ મોટું છે
આધકરણ—હું મુંબઈમાં વસું છું

એ બધા વાક્યમાં ગોળાએ, ગરમીથી, સુરતથી, મુંબાઇમાં એ ક્રિયાવિશેષણ જેવા શબ્દ છે.

તમારી પાસે હું રહું છું.
કામ કરીને હું ગયો.

એ વાક્યમાં પાસે અને કરીને એ ક્રિયાવિશેષણ જેવા શબ્દ છે.

**૭૩ જે શબ્દાવળીને છેડે ક્રિયાવિશેષણ અથવા ક્રિયાવિશેષણ જેવા શબ્દ હોય તેને ક્રિયાવિશેષણ રૂપ શબ્દાવળી કહે છે.**

ઉદા. તમારી પાસે હું રહું છું, મુંબાઇ જેવા ગામમાં હું વસું છું, કામ કરીને હું ગયો, વાંચતાં થાકી ગયો. એમાં તમારી પાસે, મુંબાઇ જેવા ગામમાં, કામ કરીને, વાત કરતાં, એ ક્રિયાવિશેષણ રૂપ શબ્દાવળીઓ છે.

૭૪ એ રીતે એકાકી વાક્યમાં મુખ્ય ભાગતો ત્રણ આવે છે પણ પક્ષ તો બેજ ગણાય છે જેના વિષે કહેવાનું હોય તે એક, અને જે કહેવાનું હોય તે બીજો પક્ષ. એ સિવાય વાક્યમાં ત્રીજું અંગ વિશેષ્ય અને વિશેષ્ય જોડનાર હોય છે તેને સંબંધક કહે છે, પણ સંબંધક ઘણું કરીને ક્રિયાપદ સાથે મળેલો હોય છે તેથી વાક્યમાં બેજ પક્ષ

ગણાય છે.

(૧) કર્તૃ પક્ષ (૨) ક્રિયા પક્ષ.

**૭૫ કર્ત્તા અને તેના વિશેષણાદિક કર્તૃ પક્ષમાં ગણાય છે.**

**૭૬ કર્મ અને તેના વિશેષણાદિક તથા ક્રિયાપદ અને ક્રિયાવિશેષણાદિક ક્રિયાપક્ષમાં ગણાય છે.**

**૭૭ જે વાક્ય બીજા વાક્યનો વધારો હોય તેને પેટા વાક્ય કહે છે, અને જેનો વધારો પેટા વાક્યથી થયેલો હોય તેને મુખ્ય વાક્ય કહે છે.**

૭૮ એ બધાં વાક્ય (પેટા વાક્યને મુખ્ય વાક્ય) ગણીને એક સંયુક્ત કે મિશ્ર વાક્ય કહેવાય છે. ઊદા. રાજાએ કારભારીને કહ્યું કે આપણે વેરો ઘટાડવાનો વિચાર કરીશું. એમાં પહેલું વાક્ય મુખ્ય વાક્ય, ને બીજુ પેટા વાક્ય છે.

**૭૯ પેટા વાક્ય ત્રણ જાતનાં છે (૧) નામરૂપ (૨) વિશેષણરૂપ (૩) ક્રિયાવિશેષણરૂપ.**

૮૦ નામરૂપ પેટા વાક્ય અને મુખ્ય વાક્યની વચ્ચે "એ" "તે" "કે" એવા દર્શક શબ્દ આવે છે અને તે મુખ્ય વાક્યના ક્રિયાપદના કર્ત્તા, કર્મ હોય છે ઉદા. અગલદારોનો ધર્મ છે કે પ્રજાની સુખ શાંતિ વધારવી. (૨) કરથી વસૂલ કરેલા પૈસા પ્રજાના હિત કામમાં વાપરવા એ રાજાનો ધર્મ છે. (૩) પ્રજા રાજાને ઈશ્વરનો અંશમાની માન આપે છે તે વ્યાજબી છે.

૮૧ વિશેષણરૂપ પેટા વાક્ય મુખ્ય વાક્યના કર્ત્તા કર્મનો વધારો હોયછે એ પેટા વાક્યની પહેલાં જે, જેવું, જેટલું, જેવડું એવા શબ્દ આવે છે, અને એ વાક્ય પૂરૂં થઇ રહે ત્યારે અનુક્રમે તે, તેવું, તેટલું, તેવડું એવા શબ્દ

આવે છે ઉદા.

જે છોકરો તેં ગઇ કાલે દીઠો હતો, તે આજે અહીં આવ્યો છે. જેવું જોઈએ તેવું પરમેશ્વરે બધાને આપ્યું છે.

જેટલું જોઇએ તેટલુંજ લઇએ, જેવડું ફળ જોઇતું હતું તેવડું મેં આણ્યું છે.

૮૨ ક્રિયાવિશેષણરૂપ પેટા વાક્ય મુખ્ય વાક્યના ક્રિયાનું સ્થળ, કાળ, રીત વગેરે સંબંધી વધારો કરેછે, અને એ પહેલાં જ્યાં, જ્યારે, જેમ, એવા અને તે વાક્યની પછી અનુક્રમે ત્યાં, ત્યારે, તેમ એવા ક્રિયાવિશેષણ અવ્યય મૂકાય છે. ઉદા;—

જ્યાં સરકારનો અમલ પૂરો જામેલો છે ત્યાં ચોરનો ભો હોતો નથી.

જ્યાં સરકારનો અમલ પૂરો જામેલો નહોતો ત્યારે આપણા દેશમાં રૈયતને ઘણું દુઃખ હતું.

જેમ કાપડીઆને ત્યાંથી પૈસા આપીને લૂગડું વેચાતું લઇએ છીએ તેમ સરકારને કર આપીને જાન માલની સલામતી લઇએ છીએ.

**૮૩ ક્રિયાવિશેષણરૂપ પેટા વાક્ય ચાર જાતનાં છે.**

**(૧) વખત બતાવનાર.**

જ્યારે તે પોતાના પાઠ પૂરા કરેછે ત્યારે રમવા જાય છે. (ચલ્લુ વખત)

જ્યારે હું અમદાવાદમાં હતો ત્યારે પ્રેસીડેન્ટની ચૂંટણી થઈ. (અમુક વખત.)

યજ્ઞ ચાલ્યો ત્યાં સુધી હું ઉભો રહ્યો (અવધિ.)

જ્યારે જ્યારે તે પોતાની પ્રજાને દુઃખમાં જુએ છે

ત્યારે ત્યારે તે તેને સારી મદદ આપે છે. (પુનરાવૃત્તિ)

(૨) સ્થળ બતાવનારાં

જ્યાં તમે ચાહશો ત્યાં હું રહીશ.

જ્યાં તમે જશો ત્યાં હું જઇશ.

જ્યાંથી હું ઉતર્યો ત્યાં તે જઈ શકવાનો નથી

(૩) રીતિ બતાવનાર

(સાદૃશપણું) જેમ ચાતક પાણીની આશા રાખી બેસે છે, તેમ મારો આત્મા ઈશ્વરની આશા રાખીને બેઠો છે.

(સંબંધ.) જેમ જેમ ઉંચે જઈએ તેમ તેમ વધારે ઠંડી લાગે.

(૪) કાર્ય કારણ જણાવનારાં

કારણ—તારા નાના દેખાય છે કારણ કે તે આપણાથી ઘણા દૂર છે.

સરત--આલ્ફ્રેડે સારા કાયદા ન કર્યા હોત તો તે પોતાના દેશનો પિતા ન કહેવાત.

અનુમતિ—માઠા વખતનો જો કે આપણે અનાદર કરીએ છીએ તોપણ તે આવ્યા વિના રહેતો નથી.

હેતુ—તમારાં માબાપને માન આપો કે જેથી કરીને તમે સુખી થાઓ.

પરિણામ—તે એવી ખંતથી મહેનત કરે છે કે તે જરૂર ફતેહ પામ્યા વિના ન રહે.

૮૪ નામ રૂપ પેટા વાક્યને મુખ્ય વાક્યની સાથે જોડનાર "એ" "તે" શબ્દને કે તેના વિશેષ્યને શબ્દયોગી અવ્યય લાગે અથવા વિભક્તિના પ્રત્યય લાગે તો ક્રિયાવિશેષણરૂપ થઇ જાય છે.

૧ પ્રજા રાજાને ઇશ્વર અંશ માની માન આપે એમાં ખોટું શું છે?

૨ એવે વખતે શિક્ષક તરીકે પોતે કેમ વર્તવું જોઈએ તે ઉપર એણે ધ્યાન આપવું જોઇતું હતું.

૮૫ વિશેષણરૂપ પેટા વાક્યની પછી આવનાર તે, તેવું, તેટલું, તેવડું એવા શબ્દને કે તેના વિશેષ્યને શબ્દ-યોગી અવ્યય લાગે કે વિભક્તિ લાગે તો તે પણ ક્રિયા-વિશેષણ રૂપ થઇ જાય છે.

૧ તમે જે છોકરો દીઠો હતો તેનાથી આ કામ બન્યું.

૨ તે ગામનો દરવાજો આવ્યો તેમાં તે પેઠો.

૩ ઈટાલીમાં લાંબર્ડીનું જે મેદાન છે તેને નીચલે પાસે આપીનાઈનના ડુંગરોની હાર છે.

૪ જેટલું ઘી લીધું તેટલામાંતો ચુરમતા લાડુ નહિ થાય.

**૮૬ સંયુક્ત વાક્ય બે પ્રકારનાં છે. સંમિશ્ર અને સંબંધિત.** સંમિશ્રની વાત ઉપર આવી ગઇ.

૮૭ ફક્ત ઉભયાન્વયી અવ્યયે કરીને સંધાએલાં હોય એવાં સરખા અધિકારનાં મિશ્ર વાક્યને સાન્વય કે સંબં-ધિત વાંક્ય કહે છે. તેમાં કોઇ પેટા વાક્ય કે મુખ્ય વાક્ય હોતું નથી. ઉદા;—

૧ જો અફીણ મગપૂર ખાધું હોય તો તેનો બહુ કેફ ચડે, પણ તેની આદતવાળાને એટલાથી કાંઇ જણાતું નથી.

એમાં પહેલું વાક્ય કારણ છે, બીજું કાર્ય છે, ત્રીજું ને ચોથું વાક્ય પહેલાં બે વાક્યનું વિરૂધ્ધપણું બતાવે છે.

૨ અફીણના વ્યસનથી ઘણા લોક ખુવાર થઇ ગયા છે. અને ઘણાએકે જીવ ખોયા છે, માટે અફીણનું વ્યસન કદિ પાડવું નહિ.

એમાં પહેલા વાક્યને ને બીજા વાક્યને મળતો સંબં-

ય છે. એ બંને વાક્ય કારણરૂપછે અને ત્રીજું વાક્ય કાર્યછે

૩ છોકરો કહ્યું ન માને અથવા કુચાલ ચાલે. (એમાં વિકલ્પ સંબંધ.)

૮૮ સરખા અધિકારનાં (સહગામી) વાક્યમાં જ્યારે કર્ત્તા કર્મ કે તેનો વધારો સામાન્ય હોય છે ત્યારે તે સંકોચાએલું સંબંધિત વાક્ય કહેવાય છે. ઉદા;—

૧ કાંઈ માગવાની કે પૂછવાની જરૂર નથી. (જરૂર નથી એ સામાન્ય છે.)

૨ અમીરોની સભામાં બે મુખ્ય ધર્માધ્યક્ષ અને તેમના હાથ નીચેના ચોવીશ ધર્માધ્યક્ષ તથા બીજા સઘળા અમીરો હોય છે. એમાં હોય છે સામાન્ય.

૩ જેને વારસામાં હક મળ્યો હોય તે, અથવા જેને રાજાએ આપ્યો હોય તે, અથવા બીજા અમીરો પસંદ કરીને મોકલે છે તે માત્ર બેસી શકે છે. (માત્ર બેશી શકે છે તે સામાન્ય.)

૪ તેણે પાઠ વાંચ્યો અને વંચાવ્યો આંમાં તેણે કર્ત્તા અને પાઠ કર્મ એ બંને સામાન્ય છે.

## અનુક્રમ વિચાર.

**૮૯ કયા શબ્દો પહેલા આવે, કયા પછી આવે, અને તે કયા નિયમ પ્રમાણે એ વાત અનુક્રમ વિચારમાં આવેછે.**

૯૦ ગમે તેમ શબ્દો મૂકવાથી વાક્ય બરોબર થતું નથી અને અર્થ પણ સમજાતો નથી. દે છે નઠારી મને ગાળો વનરાવન રોજ. એ ખરો અનુક્રમ નથી પણ વનરાવન મને રોજ નઠારી ગાળો દે છે એ ખરો અનુક્રમ છે.

**૯૧ પહેલો કર્ત્તા પછી કર્મ અને છેલ્લે ક્રિયાપદ આવે છે** ઉદા. છગનલાલ વાતો કરે છે.

૯૨ કોઇ વખત કર્મ કર્ત્તાની પહેલાં આવે છે. ઉદા. કાશીરામને મેં માર્યો.

૯૩ ક્રિયાનું સ્થળ, કાળ, રીત. વગેરે દેખાડનારાં ક્રિયાવિશેષણો ક્રિયાપદની પહેલાં મૂકવામાં આવે છે ઉદા. મામાજી કાલે ગયાં.

**૯૪ વિશેષણ પહેલું અને વિશેષ્ય પછી આવે.** ઉદા. સારો ઘોડો, પીળો ફેંટો, રાતો ડગલો.

૯૫ કોઇ કોઈ વખત વિશેષ્ય પહેલું ને વિશેષણ પછી આવે વિશેષ્ય પહેલો ને વિશેષણ પછી આવે ત્યારે તે ક્રિયા સાથે કંઇક સંબંધ રાખતું જણાય છે. તે ક્રિયાપક્ષમાં જાય છે. ચોખા સારા લાવજો.

વિશેષણ સર્વનામનો ગુણ બતાવે ત્યારે તેની પછીજ આવે જેમ તે સારો છે.

૯૬ છઠ્ઠી વિભક્તિ જેની સાથે સંબંધ રાખે છે તે શબ્દ, છઠ્ઠી વિભક્તિના પ્રત્યય પછી આવે ઉદા. ભગવાનનો કાકો, મારો ભત્રિજો.

**૯૭ કર્ત્તાનો વધારો કર્ત્તાની પહેલાં અને કર્મનો વધારો કર્મની પહેલાં આવે છે.**

ઉદા. હાલમાં ગાદીએ બેઠેલો નવો રાણો પોતાની ખાનગી સ્થિતિનાં જૂનાં વેર તાજાં કરશે.

(હાલમાં ગાદીએ બેઠેલો નવો) એ કર્તાનો વધારો ને કર્તાની પહેલાં છે.

(પોતાની ખાનગી સ્થિતિનાં જૂનાં) એ કર્મનો વધારો ને કર્મ પહેલાં છે.

**૯૮ ક્રિયાપદનો વધારો ક્રિયાપદની પહેલાં અને કર્તા કર્મની પહેલાં કે વખતે પછી આવે છે.** ઉદા. આ પ્રસંગે તેના મુખમાંથી આવા સારા વિચાર ની-

કળતા જોઇ સાહેબે તેને વાસ્તે સરકારમાં બહુ સારો રી-પોર્ટ કર્યો. (આ પ્રસંગે તેના મુખમાંથી આવા સારા વિ-ચાર નીકળતા જોઇ) એ ક્રિયાપદનો વધારોને કર્તાની પહે-લાં આવેલો છે. (તેને વાસ્તે સરકારમાં) એ ક્રિયાપદનો વધારો કર્ત્તાની પછી ને કર્મની પહેલાં છે.

**૯૯ સંબોધન કર્તાની પહેલાં અને કર્મની પ-હેલાં કે વખતે પછી આવે.**

ઉદા. હે પતિવ્રતા, તેં એકજ યોગ સાધ્યો છે
૨ પ્રગાઢધનનો અથવા બીજાનોજ દોષ હે
બુદ્ધિધન, તારી પાસે કોણ કાઢશે.

**૧૦૦ કૃદંત ને ક્રિયાપદ જોડે આવે ત્યારે હ-મેશાં કૃદંત પહેલું ને ક્રિયાપદ પછી આવે.** ઉદા. તમે કાલે કામ કર્યું હતું. હું સાદડી ગુંથતો હતો.

૧૦૧ નિષેધાર્થ ક્રિયાપદ સાથે મળેલું હોય ત્યારે કો-ઇક વખતે ઉપરના નિયમમાં ફેર પડે છે. એટલે ક્રિયાપદ પછી કૃદંત આવે છે ઉદા. મારે નથી જોઇતું. મેં નહોતું કર્યું.

**૧૦૨ ઉભયાન્વયી અવ્યય જે બે શબ્દ કે વા-ક્યને જોડે છે, તેની વચમાં આવે છે** ઉદા. બહેચર તથા લવજી, તમે લખ્યું ને તેણે શું કર્યું?

**૧૦૩ શબ્દયોગી અવ્યય નામ કે નામ જેવા શબ્દ સાથે જોડાય છે તથા ક્રિયાપદની પહેલાં અ-ને કર્તા કર્મની પહેલાં કે વખતે પછી આવે છે.** ઉદા- એણે તમારા ઉપર શો જૂલમ કર્યો?

**૧૦૪ ઓડક, અધિકાર જણાવનાર શબ્દ પ-હેલાં અને નામ પછી આવે.** ઉદા. ઠકર પુંજો, વીપ્ર દેવજી, દવે રામજી. એ અસલની રૂઢી છે હાલ ઓડક કેટ-લાક પાછળ પણ લખે છે ઉદા. રામજી પટેલ.

૧૦૫ 'શું' અને 'વારૂ' એ વાકયના કોઈ શબ્દની સાથે અન્વય ન રાખે ત્યારે વાકયની પહેલાં કે છેલ્લે આવે છે ઉદા. શું? તમે મને મારી જશો. તમે મને મારી જશો કે શું?

વારૂ? એટલું તો થયું. એટલું કામ તો થયું વારૂ? એનું કારણ એ છે કે ઘણું કરીને કેવળપ્રયોગી અવ્યય વાકયની પહેલાં કે પછી આવે છે.

**નિષેધાર્થ શબ્દો કોઇ પ્રાંતમાં ક્રિયાપદની** પહેલાં ને કોઈ પ્રાંતમાં ક્રિયાપદની પછી બોલાય છે ઉદા. ન કરતો, કરતો નહિ, કરીશ માં, માં કરીશ, ન કરીશ.

૧૦૭ **સંયુકત વાકયમાં એ, તે, એટલે, એવું ત્યારે, એવા** પહેલાંના વાકયનો અર્થ બતાવનારા શબ્દો આવે તો ઉપવાકય પહેલું ને મુખ્ય વાકય પછી આવે. ઉદા;- તમે વાતો કરતા હતા ત્યારે હું લખતો હતો. છેવટે તમે મને એવો જશ આપશો એવું હું અગાઉથી જાણતો હતો.

૧૦૮ પેટા વાકય ને મુખ્ય વાકય **કે** અને **જે** થી જોડાયાં હોય તો મુખ્ય પહેલું ને પેટા વાકય પછી આવે. તે બોલ્યો કે હું નહિ આવું. હું જાણતો હતો કે તમે મને રજા આપશો. તે બોલી જે, ના ભાઇ, અમારે રમ્યું ન પાલવે.

૧૦૯ સંબંધી શબ્દથી વાકય જોડાયાં હોય તો પેટા વાકય પહેલું અને મુખ્ય વાકય પછી આવે ઉદા. જ્યારે તે આવ્યા ત્યારે તે ગયા.

૧૧૦ કારણ પહેલું ને કાર્ય પછી આવે. પણ, કેમ કે, કાંજે ઈત્યાદિ વાકયયોગી શબ્દો આવેલા હોય તો કાર્ય બતાવનારૂં વાકય પેહેલું અને કારણ બતાવનારૂં વાકય પછી આવે ઉદા. તે મને ગાળો દેતો હતો. માટે તેને મેં માર્યો. તેને મેં માર્યો, કેમકે તે મને ગાળો દેતો હતો.

# વાકય પૃથક્ કૃતિ

**વાકયમાં આવેલા શબ્દોને જુદા પાડી પોત પોતના પક્ષમાં ગોઠવવા તેને પૃથક્ કૃતિ કહે છે.**

૧ જે વાકયની પૃથક્ કૃતિ લખી બતાવવી હોય તેમાં જેટલાં ક્રિયાપદ હોય તે પ્રથમ શોધી કાઢવાં.

**૨ જેમાં એકજ ક્રિયાપદ હોય તે એકાકી, અને એકથી વધારે હોય તે સંયુકત વાકય જાણવું.**

૩ સહાયકારક ક્રિયાપદ અને સંયુકત ક્રિયાપદ ક્રિયાપદના ખાનામાં મૂકવાં. તેમાં પહેલાને મુખ્ય ક્રિયાપદ કહેવાય છે. એ મુખ્ય ક્રિયાનાં કર્ત્તા કર્મ લેવાં.

૪ નામ, સર્વનામ, વિશેષણ સહિત કે નામરૂપ અને વિશેષણરૂપ શબ્દાવળી સહિત કોઇ કોઈવાર ક્રિયાપદ આવે છે. તે પ્રસંગે તેને ક્રિયાપદ સાથે લખવાં.

૫ ક્રિયાપદ કે બીજું કોઇ પદ અધ્યાહાર રહેલ હોય તે પણ ગણુતીમાં લેવું.

૬ કેટલાંએક કૃદંત ક્રિયાપદ જેવાં લાગે છે પણ કૃદંતનો કર્ત્તા વાકયમાં કર્ત્તા રૂપે હોતો નથી. ઉદા. ઘણા શિક્ષકો મહેનત કર્યા છતાં પોતાના કામમાં ફતેહ પામતા નથી (૨) પાઠ આપી રહ્યા પછી જો શિક્ષક ફૂરસદને વખતે દરરોજ વિચાર કરી પોતાની ધારણા કરતાં છોકરાંએ કઇ કઇ બાબતમાં ઉલટા જવાબ આપ્યા તે શોધી કાઢે તો ફાયદો થાય. આ બે વાકયમાં કર્યા, રહ્યા અને કરી એ કૃદંત છે. એવાં એવાં કૃદંતને કેટલાક ભૂલથી ક્રિયાપદ ધારે છે. એને ક્રિયાપદ ન ગણવાનાં કારણ નીચે પ્રમાણે છે.

**કર્યા ને રહ્યા પછી શબ્દયોગી અવ્યય લાગેલા છે. શબ્દયોગી અવ્યય નામ કે નામ જેવા શબ્દને લાગે છે ક્રિ-**

યાપદને નહિ. બીજું કારણ તેના ક્રિયાનાથ પ્રમાણે તેનાં રૂપ ફરતાં નથી. વળી કરી એ રૂપ કર્મણિ પ્રયોગનું છે તેથી કર્ત્તા ત્રીજીમાં જોઇએ પણ તે નથી.

૭ એકાકી વાક્યની પૃથક્કૃતિ નીચે પ્રમાણે કરવી.

કાઠીઆવાડનું કેળવણી ખાતું રાવબહાદૂર ગોપાળજીભાઈએ લાંબા વખત સુધી પ્રયત્ન જારી રાખીને ઘણા સારા પાયાપર લાવી મૂક્યું છે.

| કર્તૃપક્ષ | | ક્રિયાપક્ષ | | | |
|---|---|---|---|---|---|
| કર્ત્તા. | કર્ત્તાનો વધારો | કર્મ. | કર્મનો વધારો. | ક્રિયાપદ | ક્રિયાપદનો વધારો |
| ગોપાળજીભાઈએ | રાવબહાદૂર (વિશેષણ) | કેળવણી ખાતું | કાઠીઆવાડનું (ષષ્ઠી વિભક્તિ કોનું) | લાવી મૂક્યું છે | ૧ લાંબા વખત સુધી પ્રયત્ન જારી રાખીને ૨ ઘણા સારા પાયાપર (શી રીતે) (ક્રિયાવિશેષણ વાક્યાંશ) |

૮ સંયુક્ત વાક્યની પ્રથક્કૃતિ લખવી હોય તો દરેક વાક્ય જુદાં જુદાં લખી તેને એક બીજા સાથે શો સંબંધ છે, તે જણાવ્યા બાદ દરેક વાક્યની એકાકી વાક્યની પેઠે ખાનાં પાડી પ્રથક્કૃતિ કરવી.

ઉદાહરણ. પહેલું.

ચંદ્રકાંત નિર્ધન સ્થિતિમાં ઉછર્યો હતો, પણ પથ્થરની ભુમિમાં રસ્તો કરી કેટલાક છોડ ઉગી નીકળે છે; તેમ આપત્તિઓને ન ગણી તેણે પોતાનો ઉન્નત માર્ગ કરી લીધો હતો.

એમાં પહેલું વાક્ય ત્રીજાનું સહગામી અને બીજું એ ત્રીજાનું ક્રિયાવિશેષણરૂપ પેટા વાક્ય છે.

ત્રીજું એ બીજાનું મુખ્ય અને પેહેલાનું સહગામી વાક્ય છે.

## પ્રથક્ કૃતિ.

| નંબર. | કર્તૃપક્ષ. | | ક્રિયાપક્ષ | | | |
|---|---|---|---|---|---|---|
| | કર્તા | કર્તાનો વધારો. | કર્મ | કર્મનો વધારો | ક્રિયાપદ | ક્રિયાપદનો વધારો. |
| ૧ | ચંદ્રકાંત | ૦ | ૦ | ૦ | ઉછર્યો હતો | નિર્ધનસ્થિતિમાં (ક્રિ. વિ. શ.) |
| ૨ | છોડ | કેટલાક | ૦ | ૦ | ઉગી નીકળે છે. | (ક્રિ વિ. શ.) પથ્થરની જમીનમાંથી જ રસ્તો કરી |
| ૩ | તેણે | પોતાનો (વિશેષણ જેવો) | માર્ગ | ઉજાત | કરી લીધો હતો. | (ક્રિ. વિ. શ.) તેમ આપત્તિઓને નગણી |

ઉદાહરણ બીજું.

આ અને એવા બીજા ચમત્કારોપરથી વનસ્પતિને સમજવાની શક્તિ બિલકુલ નથી, એમ કહી શકાતું નથી; પરંતુ એ શક્તિ છે, એમ કહીએ તો તેમાં એ મોટો બાધ આવે છે; તે એ કે ઇશ્વરે વનસ્પતિને સુખ દુઃખ સમજવાની શક્તિ આપી હોત તો સુખ મેળવવાનાં અને દુઃખ નિવારણ કરવાનાં સાધન પણ તેને આપ્યાં હોત.

1 (૧) આ અને એવા બીજા ચમત્કારો પરથી વનસ્પતિને સમજવાની શક્તિ બિલકુલ નથી; (બીજાનું નામરૂપ પેટા વાક્ય).

(૨) એમ કહી શકાતું નથી; (પેહેલાનું મુખ્ય વાક્ય.)

2 (૩) એ શક્તિ છે (ચોથાનું નામરૂપ પેટાવાક્ય)

(૪) એમ કહીએ. (ત્રીજાનું મુખ્ય તથા પાંચમાનું ક્રયાવિશેષણરૂપ પેટા વાક્ય.)

(૫) તેમાં એ મોટો બાધ આવે છે. (ત્રીજા ચોથાનું મુખ્ય વાક્ય.)

ટીકા— પહેલું ને બીજું મળીને એક સંયુક્ત વાક્ય થયું અને ત્રીજું, ચોથું અને પાંચમું મળીને એક સંયુક્ત વાક્ય થયું. એ બે સંયુક્ત વાક્ય વચ્ચે વિરૂદ્ધપણાનો સંબંધ છે.

3 (૬) તે એ (છે) કે (સાતમા આઠમા ને નવમાનું મુખ્ય વાક્ય.)

(૭) ઈશ્વરે વનસ્પતિને સુખ દુઃખ સમજવાની શક્તિ આપી હોત આઠમું અને નવમું જે સંકોચાએલું સંબંધિત વાક્ય છે તેનું ક્રિયાવિશેષણ રૂપ પેટાવાક્ય તથા આ સાતમું વાક્ય અને સંકોચાએલું સંબંધિત વાક્ય એ બે મળીને છઠ્ઠાનું નામરૂપ પેટાવાક્ય).

(૮) સુખ મેળવવાનાં સાધન પણ તેને આપ્યાં હોત (સાતમાનું મુખ્ય અને નવમાનું સહગામી).

(૯) દુઃખ નિવારણ કરવાનાં સાધન પણ તેને આપ્યાં હોત (સાતમાનું મુખ્ય અને આઠમાનું સહગામી).

ટીકા—છઠું, સાતમું, આઠમું, અને નવમું મળીને જે ત્રીજું સંયુક્ત થયું છે તે બીજા સંયુક્તનો વધારો છે.

## વિરામ ચિન્હવિષે.

૧૧૨ બોલતાં બોલતાં શ્વાસ લેવાને સારૂ, તથાં સાંભળનારને સહેલથી બરોબર અર્થ સમજાય એટલા સારૂ, કેટલેક ઠેકાણે અટકવું પડે છે. લખાણમાં એવે ઠેકાણે (અટકવાની જગ્યાએ) કેટલીક નિશાનીઓ કરાય છે તેને વિરામચિન્હ કહે છે. મુખ્ય વિરામ ચિન્હ નીચે પ્રમાણે છે.

| નિશાની. | | નામ. |
|---|---|---|
| (૧) | , | અલ્પવિરામ (કોમા) |
| (૨) | ; | અર્ધવિરામ (સેમીકોલન) |
| (૩) | : | વૃદ્ધિવિરામ (કોલન) |
| (૪) | . | પૂર્ણવિરામ (ફુલસ્ટોપ) |
| (૫) | ? | પ્રશ્નાર્થક. |
| (૬) | ! | ઉદ્‌ગાર |
| (૭) | () { } | કૌંસ. |
| (૮) | " " | અવતરણ. |
| (૯) | — | સંયોગ ચિન્હ (રેખા) |

## ૧ અલ્પ વિરામ.

૧૧૩ જ્યારે વાક્ય જૂદી જૂદી રીતે વધારેલું હોય ત્યારે વાક્યની વચ્ચે પણ કેટલાંક વિરામ ચિન્હ આવે છે, તેમાં અલ્પ વિરામ નીચે આપેલા દાખલા જેવા વાક્યોમાં આવે છે.

(૧) વાક્ય લાંબું હોય ત્યારે કર્ત્તાની પાસે.

(૨) સંયુક્ત વાક્ય હોય ત્યારે દરેક પેટાવાક્યને છેડે.

(૩) બે કે તેથી વધારે શબ્દ એકજ વાક્યમાં આવે અને તેને સરખી વિભક્તિ લાગી હોય તો તે દરેક શબ્દની પાસે.

(૪) બે કે તેથી વધારે વિશેષ્ય કે વિશેષણ એકજ વાક્યમાં આવેલાં હોય અને તે ઉભયાન્વયી અવ્યયથી જોડાયાં હોય તો તે દરેકની પાસે.

(૫) એકજ વાક્યમાં બે કે તેથી વધારે શબ્દાવળી આવી હોય તો તે શબ્દાવળીને છેડે.

(૬) સંબોધનવાળા શબ્દને છેડે.

(૭) જે શબ્દ કે શબ્દાવળી ઉપર સાંભળનારનું વધારે ધ્યાન ખેંચવું હોય તેની પાસે.

(૨) (૩) અર્ધવિરામ તથા વૃદ્ધિવિરામ.

૧૧૪ ઓછો સંબંધ ધરાવનારાં વાક્યની વચ્ચે અર્ધવિરામ ચિંન્હ જોઇએ, અને ઓછો સંબંધ ધરાવનાર સહગામી વાક્ય હોય તેને જોડનાર અવ્યય પડતો મૂકાય તો વૃદ્ધિવિરામ ચિન્હ જોઈએ.

**૧૧૫ (૪) પૂર્ણવિરામ.**

(૧) રચનામાં અને અર્થમાં જ્યારે વાક્ય પુરૂં થાય ત્યારે વાક્યને અંતે પૂર્ણ વિરામ મૂકવું જોઇએ.

(૨) કોઇ શબ્દ કે કોઈ નામને માટે સક્ષેપ નિશાની વાપરીએ ત્યારે પૂર્ણ વિરામ મૂકવું જોઈએ જેમ કે મેહેરબાન=મે. મીસ્તર=મી.

(૩) કહ્યું, પૂછયું વગેરે શબ્દોના પેટામાં પ્રશ્નાર્થક આવે તો તેની પછી પુર્ણ વિરામજ મૂકાય ઉદા. તેણે કહ્યું કે તમે ક્યાં જાઓછો,

(૫) પ્રશ્ન ચિન્હ.

૧૧૬ જ્યાં કોઇ પણ પ્રકારનો સવાલ પૂછવામાં આવે છે ત્યાં પ્રશ્નાર્થક ચિન્હ મૂકાય છે.

(૬) ઉદ્દગાર.

૧૧૭ કેવળપ્રયોગી અવ્યય અથવા તે અર્થે વપ-

એલા કોઇ પણ શબ્દ કે શબ્દાવળીની પછી ઉદ્ગાર ચિન્હ મૂકાય, અને ઉભરાનો ભાવ ઓછો થાય તો અલ્પ વિરામ મૂકાય.

## (૭) કૌંસ.

૧૧૮ જ્યારે જૂદા શબ્દ બતાવવા હોય કે પર્યાય શબ્દ લખવો હોય ત્યારે કૌંસ વપરાય છે.

## (૮) અવતરણ.

૧૧૯ કોઇનું ઉતારેલું કે કહેલું જ્યારે આપણે ઉતારીએ ત્યારે અવતરણ ચિન્હ વપરાય છે.

## (૯) સંયોગ ચિન્હ.

૧૨૦ જ્યારે લીટી પૂરી થાય તેમાં તેને છેડે કોઇ શબ્દ અધૂરો રહે ત્યારે અથવા અર્થ દેખાડવો હોય ત્યારે સંયોગ ચિન્હ (રેખા) વપરાય છે.

## પદચ્છેદ કરાવવાનો નમુનો.

છોકરાઓ ધ્યાન રાખો.

"આંખુએ કહ્યુ સૌ પેસાય કોઈ જાણતુંએ નથી ને મારતુંએ નથી." એ વાક્યનું આજે આપણે વ્યાકરણ કરીએ—એક છોકરાને ઉભો કરી પહેલા શબ્દનું વ્યાકરણ કરવા કહ્યું.

આંખુએ=બીજા પ્રકારનું નામ, નરજાતિ, કર્ત્તાઅર્થે ત્રીજીનું એકવચન, કહ્યું ક્રિયાપદનો કર્ત્તા. **સ.**—પહેલા પ્રકારના નામને છેડે કયા કયા સ્વર આવેછે? **જ.**—ઓ ને ઉં. **સ.**—આંખુએ કયા છેડાનું નામછે? **જ.**—ઉ છેડાવાળું. **સ.**—ત્યારે પહેલા પ્રકારનું કેમ નહિ? **જ.**—એને છેડે ઉં નથી પણ ઉ છે. **સ.** ઘઉં એ કયા પ્રકારનું નામ? **જ.**—બીજા પ્રકારનું. **સ.**—એમાં છેડે ઉં છે ને? **જ.**—છેડે ઉં છે ખરો, પણ વિભક્તિના પ્રત્યય લગાડતાં તેમાં ફેરફાર

કરવો પડતો નથી તેથી. **સ.**—બીજા પ્રકારના નામને છેડે કયા કયા સ્વર હોયછે? **જ.** ઘણું કરીને બધાય.

**સ**—ચંપુ એ કોનું નામ છે? **જ.**—છોકરાનું. **સ.**—કેટલા છોકરાનું? **જ.**—એક છોકરાનું. **સ**—બીજા છોકરાનું શું નામ છે? **જ**—ભૂખણ. **સ.**—તારૂં નામ શું છે? **જ.**—નરોતમ, **સ.**—તારી પાસે બેઠોછે તેનું નામ? **જ.**—મોતીલાલ. **સ**—એમ જુદાં જુદાં નામ પાડવાનું શું કારણ? **જ.**—જુદા જુદા ઓળખવાને માટે. **સ.**—નરોતમ, તારાચંદ, મોતીલાલ, એ બધાને શું કહેવાય? **જ.**—છોકરા. **સ**—ત્યારે છોકરો એ નામ એક કરતાં વધારે નામને લાગુ પડે, અને ચંપુ? **જ.** એકને. (શિક્ષકેજ કહ્યું) એક કરતાં વધારે નામને લાગુ પડે તેને **સામાન્યનામ** કહે છે. **સ.**—એકને લાગુ પડે તે? **જ.**—જુદું નામ. (શિક્ષકે કહ્યું) જુદા નામને **વિશેષનામ** કહે છે. સ.—ચંપુ એ કેવું નામ? **જ.**—વિશેષ નામ. **સ.**—છોકરો એ? **જ.**—સામાન્ય નામ. **સ.**—થોડાંક સામાન્ય નામ બોલો? **જ.**—માણસ, ઘોડા, હાથી, ખુરશી વગેરે. **સ.**—જેમ છોકરાનાં જુદાં જુદાં નામ પાડયાં છે તેમ ખુરશી, પાલખીનાં જુદાં જુદાં નામ કેમ પાડયાં નથી? **જ.**—એમ બધી ચીજોનાં જુદાં જુદાં નામ પાડે તો એટલાં બધાં નામ થઇ જાય કે યાદ રહેવાં ઘણાંજ મુશ્કેલ થઈ પડે. **સ.**—ત્યારે માણસના બધાં નામ આપણને યાદ રહે છે? **જ.**—ના, પણ પોત પોતાનું નામ તો સૌને યાદ રહે ને બીજા ભૂલી જાય તો પોતે કામ પડે કહી બતાવે. ખુરશી, પાલખી વગેરે પદાર્થોમાં જીવ નથી કે તે એમ કહી શકે. **સ.**—હાથી, ઘોડા, બકરા વગેરેમાં જીવ છે, તો તેઓ એમ કરી શકે?

**જ.**—ના. **સ.**—કેમ? **જ.**—તેઓને વાચા નથી. (શિ-

ક્ષક કહે છે) તે છતાં કેટલાક પદાર્થ અને પ્રાણીનાં માણ-સે વિશેષ નામ રાખ્યાં છે. તમે જરા વિચાર કરો તો એ-વાં નામ બોળી શકશો. (એક છોકરો બોલ્યો) હા સાહેબ ગંગા, જમના, ગદેચી એ નદીના વિશેષ નામ. શેત્રુંજો, ગિરનાર, હિમાલય એ પર્વતનાં વિશેષ નામ છે.

શિક્ષક—બરાબર. સ.—કહો ત્યારે નામના કેટલી જા-તો તમે શીખ્યા? જ.—બે. સ.—કયી કયી? જ.—સામાન્ય અને વિશેષ. (એક છોકરો બોલી ઉઠયો) કે સાહેબ ગુણ-નાં નામ તે ભાવવાચક એમ આપે કહ્યું હતું તે શેમાં ગણાય? શિક્ષકે કહ્યું આનો ખુલાસો કોઇ કરી શકશો? એક છો-કરો બોલ્યો. હા. મારા ધારવા પ્રમાણે સામાન્ય નામમાં ગણવાં જોઇએ. સ.—શા માટે? જ.—એકનું ખાસ નામ ન-થી માટે.

સ.—ઘણા છોકરામાંથી એકને ઓળખાવવો હોય તો તેનું નામ બોલીને ઓળખાવીએ, તેમ ઘણી ખુરશીમાંથી એક ખુરશી ઓળખાવવી હોય તો તેની સાથે કયો બોલ વાપરવો જોઇએ? જ.—વિશેષણનો. સ.—વિશેષણ કોની ગ-રજ સારે છે. જ.—વિશેષ નામની.

સ.—કર્ત્તા કોને કહેવાય? જ.—ક્રિયાના કરનારને. સ. કર્ત્તા કયી કયી વિભક્તિમાં આવે? જ.—પહેલી ને ત્રીજીમાં. સ.—કર્ત્તાને પાંચમી વિભક્તિ ક્યારે લગાડવી પડે છે? જ.—મૂળભેદનું ક્રિયાપદ શક્યભેદમાં લઈ જવું પડે છે ત્યારે. સ—એ વખતે કર્ત્તાને શું કહેવાય છે? જ.—કારણ. સ.—કારણ અર્થે કયી કયી વિભક્તિ આવે? જ.—ત્રીજી ને પાંચમી.

સ—કહ્યુંનું વ્યાકરણ કરો? જ.—સકર્મક ક્રિયાપદ. સ.—કેમ? જ.—કહેવાનું કર્મ છે માટે. શિ.—ઠીક આગળ ચ-લાવો. નિ.—કહે ધાતુ મૂળભેદ. સ.—શક્યભેદમાં શું કહેવાય?

જ.—કહેવાયું ઠીક આગળ. નિ.—ભૂતકાળ. સ.—ભૂતકાળ એ-ટલે. જ.—ગયેલો વખત. સ.—આવનો વખત તે? જ.—ભવિષ્યકાળ. સ.—ભૂતકાળનું રૂપ કહ્યું અને ભવિષ્યકાળમાં?જ—કહેશે. સ.—કોણ? જ.—આંબુ. સ.—એ નામ કયી વિભક્તિ-માં મૂકવું પડ્યું? જ—પહેલીમાં. સ.—શા માટે? જ.—કહે-શે એમાં કર્ત્તા ક્રિયાનાથ થાય છે. સ—ક્રયાનાથ કઇ કઇ વિભક્તિમાં આવે છે? જ—ઘણું કરી પહેલી વિભક્તિમાં અ-ને કોઇવાર ...બીજીમાં. સ.—ક્રયાનાથ ત્રીજી વિભક્તિમાં હોય ત્યારે કયો પ્રયોગ થાય? જ.—કર્મણિ. સ.—કર્મણિ પ્ર-યોગ કયા કયા કાળમાં થાય છે? જ.—ભૂતકાળ અને વિધિ-વર્તમાન કાળમાં. સ.—ક્રયાનાથ કોને કહેવાય? જ.—ક્રિયાપદની, જાતિ, વચન, અને પુરૂષ જેના પ્રમાણે ફરેછે તેને. શિ.—બરાબર ચલવો આગળ.—ક્રિયાનાથ કહેવાનું માટે ત્રીજો પુરૂષ નાન્યતર જાતિ એક વચન, કર્તા આંબુએ, કર્મ કંડવાનુ, કર્મ ક્રિયાનાથ છે, માટે સકર્મક કર્મણિપ્રયોગ. સ—કહ્યું કોણે? જ.—આંબુએ. સ.—શું? જ.—સૌ પેસાય કોઇ જાણતુંએ નથી ને મારતુંએ નથી. સ.—આ વાક્યમાં કર્મ એક શબ્દ નથી પણ......આગલાં બે ત્રણ વાક્ય મળી એક વાક્ય થએલુ છે તે છે. સ.—સૌનું વ્યાકરણ કરો. જ.—બીજા પ્રકારનું વિશેષણ વિશેષ્ય છોકરા માટે નરજાતિ પહેલીનું બહુવચન.

સ.—એમાં કોઇને કંઇ કહેવાનું છે? જવાબ મળ્યો નહિ. શિક્ષક—મેં ધાર્યું હતું કે એવી ભૂલ તમે કરશો—વ્યાકરણ કરતી વખત એકલા રૂપ ઉપર ન જોવું. પણ આગળ પાછળનો સંબંધ અને બંધ બેસતા અર્થ વગેરે ઉપર લક્ષ આપવું જોઇએ. સ.—પેસાય એ કયા ભેદનું રૂપ છે? જ.—શક્યભેદનું. સ.—શક્યભેદમાં મૂળના કર્તાને

કઇ વિભક્તિ લાગવી જોઇએ? જ.—પાંચમી. સ.—પેસ ધાતુનો કર્ત્તા કોણ? જ.-છોકરા. સ.—છોકરા પેસે અને શક્યભેદમાં લઇ જઇએ તો શું કહેવાય? જ.—છોકરાથી પેસાય. શિક્ષક.—સૌ પેસાય તેમાં સૌ વિશેષણ ગણ્યું ને વિશેષ્ય છોકરા અધ્યાહાર એમ ગણ્યું. વિશેષ્ય અધ્યાહાર હોય ત્યારે વિશેષણને વિભક્તિના પ્રત્યય લાગવા જોઇએ ને આમાં લાગેલ નથી એટલો વિચાર પ્રથમથી તમે કર્યો હોત તો સૌને વિશેષણ કહેતાં તમને સંશય થયા વિના ન રહેત. સ—કેમ પેસાય એમ લખ્યું હોત તો કેમનું વ્યાકરણ શું કરત? જ.—રીત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય. સ.—કેમ પેસાય એ સવાલનો જવાબ? જ.—આમ પેસાય કે ન પેસાય. સ.—એમાં આમ ને નનું વ્યાકરણ? જ.—ક્રિયાવિશેષણ અવ્યય છે. શિક્ષક—તેમ સૌ પણ કેમ પેસાય તેનો જવાબ છે. કે સ પેસાય એટલે ઝટ પેસાય અથવા સહેલથી પેસાય ત્યારે હવે તમે કહી શકશો કે સૌનું વ્યાકરણ શું? જ.—રીત બતાવનાર ક્રિયા વિશેષણ અવ્યય. શિક્ષક-બરાબર. બોલો હવે પેસાયનું વ્યાકરણ? અકર્મક ક્રિયાપદ પેસ ધાતુ—શક્યભેદ અનિયમિત વર્તમાન કાળ ક્રિયાનાથ ક્રિયાપદના ભાવ માટે ત્રીજો પુરૂષ, નાન્યતર જાતિ એક વચન. કર્ત્તા ક્રિયાપદનો ભાવ ને ભાવે પ્રયોગ. સ.—એ વાક્યને કર્મણિ પ્રયોગમાં બોલો. જ.—ન બોલાય. સ.—કેમ? જ.—અકર્મક ધાતુ છે માટે. સ.—સકર્મક હોતતો? જ.—ભૂતકાળ કે વિધિવર્ત્તમાન કાળમાં મૂકત. સ.—ને કર્ત્તાને કઇ વિભક્તિ લગાડત? જ.—ત્રીજી.

શિક્ષક-પેસ ધાતુ ઊપરથી થયેલો પેસાડ ધાતુ સકર્મક થાય. હવે પેસાડ ધાતુનું રૂપ મૂકી કર્મણિ પ્રયોગ બોલો? જ.-આ ઢોર છોકરાએ પેસાડયાં. સ.-શક્યભેદ કરવો હોય

તો કાળના પ્રત્યય લગાડતાં પહેલાં ધાતુમાં શો શો ફેરફાર થાય છે? જ.—અકારાંત ધાતુમાં **અ** નો **આ** થાયછે. ને ઉપાંત **આ** હોય તેનો **અ** થાયછે. સ.—ધાતુને છેડે **અ** સિવાય બીજો કોઇ સ્વર હોય તો? જ.-વા લગાડવો પડેછે.

શિક્ષક—શક્યભેદના રૂપમાં સહેવા પણાનો અર્થ આવે છે તેથી કેટલાક એને સહ્યભેદ પણ કહેછે. સ—હવે કોઇનું વ્યાકરણ કરો? જ.—બીજા પ્રકારનું વિશેષણ વિશેષ્ય જાણનાર માટે નાન્યતર જાતિ પહેલીનું એક વચન સ.—વ્યાકરણ કરવામાં આમાં કંઇ રહી જાયછે, તે કોઇ કહી શકશો? એક છોકરો બોલ્યો હા અર્થ કહેવો જોઇએ. સ.-વિશેષણને અર્થ કહેવાય? જ.—હા. વિશેષ્ય ગેરહાજર હોય ત્યારે વિભક્તિનો અર્થ કહેવો જોઇએ. શિક્ષક—બરાબર સ.—કોઇ એ નરજાત કેમ નહિ? જ.—નરજાતિ હોત તો જાણતું ને બદલે જાણતો હોત. સ.—શબ્દનાં જાતિવચન શા ઉપરથી નક્કી થાય? જ.-રૂપ, વિશેષણ છઠ્ઠી વિભક્તિ અને ક્રિયાપદ ઉપરથી. શિક્ષક—ઠીક. આગળ ચલાવો. જાણતું=કૃદંત વિશેષણ નાન્યતર જાતિ પહેલીનું એક વચન સ.—કૃદંત વિશેષણને જાતિ વિભક્તિ કોના પ્રમાણે હોય છે? જ.-ક્રિયાનાથ પ્રમાણે. સ.—કૃદંત કેટલી જાતનાં છે? જ.—કૃદંત નામ, કૃદંત વિશેષણ, અને કૃદંત અવ્યય. સ.-કૃદંત નામ કોને કહેવાય? જ.—ધાતુ ઉપર વો, વી વું, પ્રત્યય આવે તેને કૃદંત નામ કહે છે. સ.—શા માટે? જ.-એને નામની પેઠે વિભક્તિના પ્રત્યય લાગેછે. સ.—જાણ ધાતુનું પહેલી વિભક્તિનું કૃદંત નામ? જ.—જાણવું. સ. બીજીનું જ.—બીજીનું રૂપ થતું નથી. સ.—ત્રીજીનું? જાણવે ચોથી જાણવાને પાંચમી જાણવાથી છઠ્ઠી? જાણવાનો ની,નું ના, નાં, સાતમી? જાણવામાં શિક્ષક એ બધાંમાંથી છઠ્ઠી

ના રૂપમાં કાળનો અર્થ વિશેષ છે. તેથી તેને ભવિષ્ય કૃદંત કહે છે. સ.—સમજ્યા, કોને ભવિષ્ય કૃદંત કહે છે ? જ.—જે કૃદંત નામને છઠ્ઠી વિભક્તિ લાગી હોય તેને. સ.—શા માટે ? જ.—એ રૂપ આવતો વખત જણાવે છે. શિક્ષક—બરાબર, હવે બીજો છોકરો "એ"નું વ્યાકરણ કરે. જ.—એ=ભાર બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય. સ.—એ ઠેકાણે એને બદલે કયો શબ્દ મૂકીએ તો ચાલે ? જ.—પણ. સ.—પણનું વ્યાકરણ શું ? જ.—ક્રિયાવિશેષણ અવ્યય. સ.—પણ ઉભયાન્વયી અવ્યય ક્યારે થાય ? જ.—બે વાક્યને જોડે ત્યારે. સ.—પણનું વ્યાકરણ કોઈ વખત નામ થાય ? જ.—હા સ.—દાખલો આપો ? જ.—ભૂવડે ગૂજરાત જીતી લેવાનું પણ લીધું. એમાં પણ નું વ્યાકરણ નામ છે. શિક્ષક—બરાબર. હવે નથી નું વ્યાકરણ કરો. જ.—અકર્મક ક્રિયાપદ છ ધાતુ નું અકરણ રૂપ. સ.—અકરણ રૂપ એટલે ? જવાબ ન મળ્યો. શિક્ષક—નાસ્તિ શબ્દનો અપભ્રંશ નથી છે. ન ને અસ્તિ મળીને નાસ્તિ શબ્દ થયો છે. અસ્તિ ક્રિયાપદ છે. અને તેનો અર્થ છે થાય છે. સ.—નથી નું ઉલટું રૂપ શું ? જ.—છે. સ.—ત્યારે છે નું ઉલટું જ.—નથી. શિક્ષક—ઉલટારૂપનેજ અકરણ કહે છે. હવે આગળ ચલાવો—મૂળભેદ વર્તમાન કાળ ક્રિયાનાથ કોઇ માટે ત્રીજો પુરૂષ નાન્યતરજાતિ એક વચન કોઇ કર્ત્તા ને કર્ત્તરિ પ્રયોગ.

સ.—ને નું વ્યાકરણ કરો ? જ.—ઉભયાન્વયી અવ્યય. સ.—કોને જોડે છે ? જ.—કોઈ જાણતું એ નથી તે એક. ને બીજું કોઈ મારતું એ નથી એ બે વાક્યને. શિક્ષક—ચલવો આગળ.

મારતું કૃદંત વિશેષણ નાન્યતર જાતિ પહેલીનું એક વચન. સ.—માર ધાતુનાં કૃદંત અવ્યયનાં રૂપ બોલો ?

જ.—મારી, મારીને, માર્યાં ને મારતાં સ.—એમાંનાં કયાં કયાં કૃદંત વિશેષણ થાય છે ને તેના દાખલા આપો. જ.—મારી, માર્યાં ને મારતાં એ ત્રણ કૃદંત વિશેષણ થાય. જેમકે તેણે લાત મારી હતી, તેનાં સઘળાં માણસો માર્યાં ગયાં, તે સઘળાં છોકરાં કૂદકા મારતાં હતાં. સ.—એ શબ્દોનું બીજું કાંઇ વ્યાકરણ થાય? જ.—હા. ક્રિયાપદ પણ થાય. સ.—દાખલા આપો? જ.—તેણે મને લાકડી મારી, તેણે શિકારમાં ચાર હરણ માર્યાં, તેનાં છોકરાં જ્યારે જ્યારે અહીં આવતાં ત્યારે ત્યારે ઠેકડા મારતાં. શિ.—બરાબર ચલવો આગળ. એ=બાર બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય. નથી=અકર્મક ક્રિયાપદ છ ધાતુનું અકરણ રૂપ મૂળભેદ વર્ત્તમાનકાળ ક્રિયાનાથ કોઇ માટે ત્રીજો પુરૂષ નાન્યતરજાતિ એકવચન કર્ત્તા કોઇ કર્ત્તરિપ્રયોગ. સ.–ભૂતકાળમાં શું રૂપ થાય? જ.-મારતું નહોતું. સ.–ભવિષ્ય કાળમાં? જ.–મારશે નહિ. સ.–સંકેતભૂતકાળમાં? જ.–મારત નહિ. શિક્ષક–સંસ્કૃત અસ્ ધાતુમાંથી ગૂજરાતીમાં બે ધાતુ આવેલાછે, તે કયા કયા તે ઉપરના દાખલાથી કદાચ તમે કહી શકશો. એક છોકરો—બોલ્યો, "હો" ને "છ"

ટીકા–ઉપરના સવાલ પરીક્ષક અને સૂચક બંનેમિશ્રછે. છોકરાઓએ જે પદચ્છેદ કર્યું તે ખાત્રી પૂર્વક કર્યુંછે તથા આસપાસનો સંબંધ કેવો જાણેછે તે જાણવાને પરીક્ષક પ્રશ્નો કર્યાછે અને વિશેષ વાત શીખવવાને સૂચક સવાલો કર્યાછે.

## કવિતાનો અન્વય શીખવતી વખત વ્યાકરણનો ઉપયોગ કરવાનો નમુનો.

છોકરાઓ તમારી સાતમી ચોપડીનો ૪૦ મો. પાઠ કાઢો. એક છોકરાને કહ્યું તું પહેલી લીટી વાંચ.

નિશાળીઓ-"રચના રચનાર રે ધણી, કરૂણાળુ કરૂણા કરો ધણી" મેહેતાજી-ઠીક એ ચરણમાં ક્રિયાપદ કયું છે? નિ.-કરો. મે.-કર્ત્તા કોણ છે? નિ.-ધણી મે.-એનાથી જુદું કહેવું હોય તે પોતાની આંગળી ઉંચી કરો. (કોઇએ ન કરી) કરો એ કયા પ્રયોગનું રૂપ છે? નિ--કર્ત્તરિ. મે.-કર્ત્તરિ પ્રયોગ ક્યારે કહેવાય! નિ.-કર્ત્તા ક્રિયાનાથ હોય ત્યારે. મે.-કર્ત્તા કયા પુરૂષમાં છે? નિ.-બીજા પુરૂષમાં. મે.-સઘળાં નામ કયા પુરૂષમાં હોય? નિ.-ત્રીજા પુરૂષમાં. મે.-સઘળાં નામ ત્રીજા પુરૂષમાં ગણાય છે તેનું કારણ શું? નિ.-બોલનાર વાતમાં પોતાનું નામ નથી વાપરતો પણ પોતાના નામને ઠેકાણે હું કે અમે વાપરેછે. સાંભળનારના નામને ઠેકાણે તું, તમે કે આપ વાપરેછે. જે તિરાહિતને વિષે વાત કરવાની હોય છે તેનું નામ કે તેના નામને ઠેકાણે તે કે તેઓ મૂકેછે. મે.-ધણી એ કયા વર્ગનો શબ્દ છે? નિ.-નામનો. મે.-નામ ત્રીજા પુરૂષમાં ગણાયછે ત્યારે ધણી કયા પુરૂષમાં ગણાય? નિ.—ધણી એ નામને ત્રીજા પુરૂષમાં ગણવું જોઇએ.—બીજો છોકરો બોલ્યો-પણ સાંભળનાર છે ને સાહેબ? મે.-ધણી એને કઇ વિભક્તિ કયે અર્થે લાગેલી છે? નિ.—સંબોધન અર્થે પહેલી. મે.—શા ઊપરથી જાણ્યું? નિ.—તેના પહેલાં રે આવ્યો છે. મે.—અને બીજું કારણ? નિ.—જાણે એને આપણે બોલાવીને કહેતા ન હોઇએ એમ જણાય છે. મે.-ખરી વાત. હવે કહો, ત્યારે એને આપણે કર્ત્તા કહી શકીએ? નિ.—ના. મે.—ત્યારે કર્ત્તા કોણ? (જવાબ મળ્યો નહિ) સંબોધન નામ આગળ કયું સર્વનામ વપરાય છે? નિ.—તું કે તમે. મે—ત્યારે એ સર્વનામ આ ઠેકાણે મૂકોને. તું કરો એમ કહેવાય? નિ.—ના. મે.—ત્યારે? નિ.—તમે કરો એમ કહેવાય. મે.-હવે તમે કહી શકશો કે આ ચરણમાં કરો ક્રિયાપદ-

નો કર્ત્તા કોણ છે? નિ.—તમે. એ આ ચરણમાં અધ્યાહારછે. મે.—એટલે? નિ.—વાક્યમાં કોઈ શબ્દ કે પ્રત્યય પડતો મૂકાએલો હોય પણ આગળ પાછળના સંબંધ પરથી સમજવામાં આવી જતો હોય તે સમજણનું નામ અધ્યાહાર છે. મે.—ઉપલા ચરણમાં શું અધ્યાહાર છે? નિ.—કર્ત્તા. મે.—કરો.. એ કેવું ક્રિયાપદ છે? નિ.—સકર્મક. મે.—કર્મ કોણ છે? નિ.—કરૂણા. મે.—શી રીતે શોધ્યું? નિ.—ધાતુ ઉપર "વાનું શું" એ ત્રણે અક્ષર મૂકી સવાલ કરીને. મે.—ક્રિયાપદ, કર્ત્તા ને કર્મને વાક્ય રચનાના નિયમ પ્રમાણે ગોઠવો. નિ.—તમે કરૂણા કરો. મે. કર્ત્તા, કર્મને ક્રિયાપદથીજ વાક્ય થયું હોય તેને કેવું વાક્ય કહેવાય? નિ.—મૂળ વાક્ય, મે.—ઉપલા ચરણમાં જે વાક્ય આવ્યું છે તે કેવું છે ?નિ.—વિસ્તાર પામેલું અથવા વધેલું. મે.—ઉપલા ચરણમાં કર્ત્તા કર્મને ક્રિયાપદ તો તમે જાણ્યાં હવે બાકી જે શબ્દો રહ્યા, તે એ ત્રણમાંના કોની કોની સાથે સંબંધ રાખે છે, તે આપણે જોઇએ. રચના શબ્દનું વ્યાકરણ શું? નિ.—બીજા પ્રકારનું નામ નારી જાતિ કર્મ અર્થે પહેલીનું એકવચન. મે.—કયા ક્રિયાપદનું કર્મ છે? (બીજો એક છોકરો બોલી ઉઠયો) સાહેબ, એ કર્મ અર્થે પહેલી વિભકિત નથી પણ સંબંધ અર્થે છઠ્ઠી છે, અને છઠ્ઠીનો પ્રત્યય અધ્યાહાર છે. મે.—એ બંનેના કહેવા વિષે કોઈને કાંઇ કહેવું છે? એક નિ.—હા. રચનાના રચનાર એમ પણ કહેવાય. અને રચના રચનાર એમ પણ કહેવાય. મે.—બરાબર છે. એ બેઉ રીતે લીધાથી અર્થમાં કે વાક્ય રચનામાં કાંઇ ફેર પડતો નથી. રચના કોનો વધારો છે? નિ.—રચનારનો મે.—રચનાર કોની સાથે સંબંધ રાખે છે? ધણી સાથે. મે.—શો સં-

બંધ છે? નિ.–વિશેષણ વિશેષ્યનો. મે.–વિશેષણ કોણ છે? નિ.–રચનાર, મે. કોનું? નિ.–ધણીનું. મે.–બીજું કોઈ વિશેષણ આવ્યું છે? નિ–હા. કરૂણાળુ, મે.–ગદ્યમાં વિશેષણ વિશેષ્ય કેવે અનુક્રમે આવે છે? વિશેષણ પહેલું ને વિશેષ્ય પછી. મે.–ત્યારે એ અનુક્રમે ગોઠવો. નિ.–રચનાના રચનાર કરૂણાળુ ધણી. મે.–હવે કયા શબ્દનો સંબંધ તપાસવો રહ્યો? નિ.–રે અને ધણીનો. મે.–રે નું વ્યાકરણ શું? નિ.–કેવળ પ્રયોગી અવ્યય.—એ એના નામ પ્રમાણે કોઇ સાથે સંબંધ રાખતો નથી. મે.–ધણી એ કોઇનું વિશેષણ છે? નિ.–કરૂણાનું. મે.–એ કરો ક્રિયાપદનું કર્મ છે. ત્યારે એને કર્મ સાથે મૂકી વાકય બોલો? નિ.–રે રચનાના રચનાર કરૂણાળુ ધણી ધણી કરૂણા કરો.મે.–બરાબર. બીજો છોકરો બીજું ચરણ વાંચે. નિ.–“પ્રભુતા પ્રભુ તારી તું ધરી, ગજરો લઈ ગજ રોગ લે હરી” મે.–એ ચરણમાં ક્રિયાપદ કયાં કયાં છે? નિ.–ધરી અને લે. મે.–એમાં કંઈ ભૂલ છે? (એક બીજો છોકરો બોલ્યો) ધરી એ ક્રિયાપદ નથી સાહેબ. મે.–કેમ વારૂ? નિ.–ધરી ક્રિયાપદ હોય તો તું ધરી એમ ન કહેવાય, પણ તેં ધરી એમ કહેવાય. મે.–ધરી ક્રિયાપદ આવે એવું વાકય બોલો જોઈએ? નિ.–તેં નરોત્તમની સામે સ્લેટ ધરી. મે.–તે કયા પ્રયોગનું વાકય છે? નિ.–કર્મણિ પ્રયોગનું. મે.–કર્મણિ પ્રયોગ કયા કયા કાળમાં આવે છે? નિ–ભૂતકાળ અને વિધિવર્ત્તમાન કાળમાં. મે.–શકયભેદમાં કર્મણિ પ્રયોગનું રૂપ બોલો? નિ.–શકયભેદમાં કર્મણિ પ્રયોગ હોતો નથી. મે.–શા માટે? નિ.-શકયભેદવાળા ક્રિયાપદને કર્મ હોતું નથી. મે.–ઉપલા ચરણમાં ધરી ક્રિયાપદ નથી ત્યારે શું છે? નિ.–કૃદંત અવ્યય.મે.–ત્યારે હવે ફરીને કહો કે ઉપરના ચરણમાં કેટલાં ક્રિયાપદ છે? નિશા—એક. મે.—કયું? નિ.—લે. મે.—બીજું કોઇ? નિ—બીજું નથી, એકજ ક્રિયાપદ છે. મે.—ત્યારે એ કેવું વાક્ય કહેવાય? નિ.–એકાકી. મે.—જો એક કરતાં વ-

ધારે ક્રિયાપદ હોય તો? નિ.–સંયુક્ત વાક્ય. મે.–લે. ક્રિયાપદનાં કર્ત્તા કર્મ કોણ છે? નિ.–કર્ત્તા તું ને કર્મ રોગ. મે.–મૂળ વાક્યને ગદ્યના નિયમ પ્રમાણે ગોઠવો? નિ.–તું રોગ લે. મે.–હરવું એટલે શું? નિ.—લઇ લેવું. મે.—હરી લે એટલે? નિ.—લઇલે.

મે.—શું ? નિ.—રોગ. મે.–કોણ ? નિ.–તું. મે.—પદચ્છેદ કરતી વખત હરી ને લે નું પદચ્છેદ જુદું જુદું કરવું, પણ પૃથક્ કૃતિ કે અન્વય કરતી વખતે એ બંને શબ્દને સાથે લેવા જોઇએ, કારણ કે હરી લે, એ સંયુક્ત ક્રિયાપદ છે. હોપ વ્યાકરણમાં સંયુક્ત ક્રિયાપદનાં રૂપ આપ્યાં નથી.

પ્રભુતા કયા વર્ગમાં ગણાય ? નિ.—નામમાં. મે.—શા ઉપરથી નામ થયેલું ? નિ.—પ્રભુ ઉપરથી. મે.–માટે એ કેવું નામ કહેવાય ? નિ.–ભાવવાચક નામ. મે.–ભાવ વાચક નામ કરનાર પ્રત્યય બોલો ? નિ.–તા, તાઈ, પણું, અણ, આણ, ગિરી, અટ, આટ, આવ, આશ વગેરે. મે.–પ્રભુતાને પહેલી વિભક્તિ કયે અર્થે લાગેલી છે ? નિ.—કર્મ અર્થે પહેલી મે.–કોનું કર્મ ? નિ —ધરીનું. મે.–પ્રભુને પહેલી વિભક્તિ કયે અર્થે લાગી છે ? નિ.–સંબોધન અર્થે પહેલી. મે —સંબોધન એટલે ? નિ.—નામ દઇ બોલાવવું. મે.—તારી કોની સાથે સંબંધ રાખે છે ? નિ.—પ્રભુતા સાથે. મે.—ને પ્રભુના ? નિ.—ધરી સાથે. મે.—એ ત્રણે શબ્દમાં ક્રિયાપદ...એકે નથી. સંબંધે કરીને જોડાયાં છે માટે એને......શબ્દાવળી કહેવી. એ શબ્દાવળી કઇ જાતની છે? નિ. ક્રિયાવિશેષણ રૂપ. મે.—કારણ ? નિ.—હરી લે ક્રિયાપદનો રીતિ સંબંધી વધારો કરે છે. મે.—મજરો એટલે શું ? નિ.—સલામ. મે.—એને કયે અર્થે કઇ વિભક્તિ લાગી છે ? નિ.—કર્મ અર્થે પહેલી. મે.—કોનું કર્મ છે? નિ.—લઇ કૃદંત અવ્યયનું. મે.—મજરો લઇ એ બે શબ્દની શબ્દાવળી થઇ. એ કઇ જાતની છે? નિ.—ક્રિયાવિશેષણ રૂપ. મે.—એ શબ્દાવળી

પણ......હરી લે ક્રિયાપદનો રીતિ સંબંધી વધારો કરે છે. મે.—હવે આપણે કયા શબ્દ અન્વયમાં ગોઠવવા રહ્યા? નિ.—મજ (ત્યાં બીજો બોલ્યો) પ્રભુ સંબંધી આપણે વાત કરી ગયા છીએ પણ તેને આપણે કોઇ ઠેકાણે ગદ્યમાં મૂક્યો નથી.

મે.—સાબાશ ઠીક યાદ રાખ્યું. આગળ પાછળનો સંબંધ આ પ્રમાણે યાદ રાખે તોજ સારી સમજણ પડે. એ બંનેને આપણે વિચાર કરી ગોઠવી દઈએ. તેમજ એ કયા શબ્દનું રૂપ છે, તે કોઇના જાણવામાં છે? એક નિ.—હા સાહેબ, પહેલા પુરૂપ સર્વનામનું છટ્ટી વિભક્તિનું એક વચનનું રૂપ છે. મે.—એને બદલે બીજું કયું રૂપ વપરાય છે? નિ.—મારો. મે.—મજ એ રૂપ ગદ્યમાં વપરાતું નથી ને કવિતામાં વપરાય છે. ત્યારે એ છટ્ટી વિભક્તિ કોની સાથે સંબંધ રાખે છે? નિ.—રોગ સાથે. મે.—છટ્ટી વિભક્તિના પ્રત્યયો કોના જેવા છે? નિ.—પહેલા પ્રકારના વિશેષણ જેવા છે. મે.—વિશેષણનો અનુક્રમ શો છે? નિ.—વિશેષણ પહેલું અને વિશેષ્ય પછી. મે.—ત્યારે છટ્ટીનો પ્રત્યય લાગ્યો હોય એ શબ્દ.........જેની સાથે સંબંધ રાખે તેની પહેલાં આવે. ત્યારે મજને બદલે મારો એ શબ્દ નિયમ પ્રમાણે રોગની પહેલાં મૂકી દો? નિ.—મારો રોગ. મે.—સંબોધનની પહેલાં કઇ જાતના અવ્યય વપરાય છે? નિ.—કેવળપ્રયોગી. મે.—એ અવ્યયો વાક્યમાં કોની સાથે સંબંધ રાખે છે? નિ.—કોઇની સાથે નહિ એતો છુટાજ વપરાય છે. મે.—એ અવ્યય વાપરીને પ્રભુ શબ્દને સૌથી પહેલાં મૂકીને વાક્ય બોલો? નિ—હે પ્રભુ તારી પ્રભુતા ધરીને મારી સલામ લઇ, મારો રોગ લઇ લે.

—o—

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | ઓળ | કલમ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧ | ૨૪ | ૫ | અક્ષ | અક્ષરે |
| ૨ | ૧૧ | ૮ | વ્યજન | વ્યંજન |
| ૬ | ૪ | ૨૩ | આજણુ | આજણુ |
| ૭ | ૨૭ | ૨૫ | ને+આન | ને–આન |
| ૮ | ૨ | ॥ | ભો×આન | ભો+આન |
| ૮ | ૨૩ | ॥૭ | क,प,फ, | क,च,ट,प,फ |
| ૧૮ | ૪ | ૩૪ | પરિણાગ | પરિમાણુ |
| ૨૩ | ૯ | ૫૮ | ભડારને | ભંડારને |
| ૨૩ | ૧૨ | ૫૯ | લીધુ | લીધું |
| ૨૩ | ૧૬ | ૬૦ | કયું | કર્યું |
| ૨૬ | ૫ | ૬૯ | વિભકત | વિભક્તિ |
| ૩૪ | ૧૧ | ૧૦૦ | કૃદત | કૃદંત |
| ૪૮ | ૧૯ | | ॥ | ॥ |
| ૩૪ | ૧૩ | ૧૦૦ | ગુથતો | ગુંથનો |
| ૩૭ | ૯ | ૧૧૧ | કત્તાને | કર્ત્તાનો |
| ૪૦ | ૨ | | કત્તાનો | ॥ |
| ૩૮ | ૧૦ | ૧૧૧ | ઉભ્તત | ઉન્નત |
| ૩૯ | ૧૭ | ॥ | સંકાચાએલું | સંકોચાએલું |
| ૪૦ | ૧ | ॥ | ર્ત્તૃપક્ષ | કર્ત્તૃપક્ષ |
| ॥ | ॥ | ॥ | ક્રિયપક્ષ | ક્રિયાપક્ષ |
| ૪૦ | ૩ | ૧૧૧ | નથા | નથી |
| ॥ | ૭ | ॥ | ક્રિ, વ, | ક્રિ, વિ, |
| ૪૧ | ૧ | ૧૧૨ | તથાં | તથા |
| ૪૨ | ૨૧ | ૧૧૫ | પૂણુ | પૂર્ણું |
| ૪૪ | ૧૧ | | આખુ | આંખુ |
| ૪૮ | ૧૧ | | વિશેપણુ | વિશેષણુ |
| ॥ | ॥ | | અથ | અર્થ |
| ॥ | ૨૧ | | વુ | વું |

# જાહેર ખબર.

આ વ્યાકરણનો વધારો અમારી પાસેથી રોકડી કિંમતે મળશે. દશથી પચીશ નકલ રાખનારને દશ, અને પચીશ ઉપરાંત રાખનારને સેંકડે વીશ ટકા કમીશન આપવામાં આવશે. એ સિવાય શાળોપયોગી તમામ ચોપડીઓ અને બીજાં હરકોઈ પુસ્તકો અમારા મારફત મળશે. પરગામના ગ્રાહકોએ નાણું પ્રથમ મોકલી અથવા વેલ્યુપેબલથી મગાવી લેવાં. નોટપેડ કાગળ લેવામાં આવશે નહિ.

ગુજરાતી સાતમી ચોપડીની નોટ જેની કિમ્મત બાર આના હતી, તેમાં કેટલોક સુધારો વધારો કરી ફરી છપાવવી શરૂ કરી છે, ને તેની કિમ્મત માત્ર છ આના રાખવામાં આવી છે થોડા દિવસમાં છપાઇ બાહાર પડશે.

ઠે. માણેકજીની વાડી
ભાવનગર

બુકસેલર
**ભાઇશંકર લક્ષ્મીરામ.**
રાજગોર